સૂરિપુરંદર શ્રીહરિભદ્રસૂરીશ્વરરચિત
મહોપાધ્યાય-યશોવિજયગણીકૃત યોગદીપિકાવ્યાખ્યાવિભૂષિત
મુનિયશોવિજયરચિત કલ્યાણકંદલી ટીકા-રતિદાયિનીવ્યાખ્યા અલંકૃત

# ષોડશક પ્રકરણ

(ભાગ-૧)

દિવ્યાશિષ

સ્વ. વર્ધમાનતપોનિધિ સંઘહિતચિંતક શિબિરપ્રણેતા ન્યાયવિશારદ આચાર્યદેવ શ્રીમદ્‌વિજય
**ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજા**

કૃપાદૃષ્ટિ

સિદ્ધાંતદિવાકર ગીતાર્થમૂર્ધન્ય ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજય
**જયઘોષસૂરીશ્વરજી મહારાજા**

કલ્યાણકંદલી ટીકા + રતિદાયિની વ્યાખ્યા + સંપાદનના કર્તા

પદ્મમણિતીર્થોદ્ધારક મુનિરાજશ્રી વિશ્વકલ્યાણવિજયજી મ.ના શિષ્ય
**મુનિશ્રી યશોવિજયજી**


❀ પ્રકાશક ❀
શ્રી અંધેરી ગુજરાતી જૈન સંઘ
કરમચંદ જૈન પૌષધશાળા
૧૦૯, એસ.વી. રોડ, ઈર્લા બ્રીજ,
અંધેરી (વેસ્ટ), મુંબઈ-૫૮

❀ પ્રાપ્તિસ્થાન ❀
૧. પ્રકાશક
૨. દિવ્યદર્શન ટ્રસ્ટ
૩૯, કલિકુંડ સોસાયટી, ધોળકા,
જી. અમદાવાદ પીન - ૩૮૭૮૧૦

# મુખ્ય સંશોધકો

- પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય જગચ્ચન્દ્રસૂરીશ્વરજી મહારાજા
- પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય પ્રદ્યુમ્નસૂરીશ્વરજી મહારાજા
- પૂજ્ય પન્યાસપ્રવર શ્રીકુલચન્દ્રવિજયજી ગણિવર્ય
- પૂજ્ય પન્યાસપ્રવર શ્રીજયસુંદરવિજયજી ગણિવર
- પૂજ્ય ગણિવર્યશ્રી પુણ્યરત્નવિજયજી મહારાજ
- પૂજ્ય મુનિરાજશ્રી યશોરત્નવિજયજી મહારાજ
- પૂજ્ય મુનિરાજશ્રી અજીતશેખરવિજયજી મહારાજ
- પૂજ્ય મુનિરાજશ્રી કલ્યાણબોધિવિજયજી મહારાજ
- પૂજ્ય મુનિરાજશ્રી મુક્તિવલ્લભવિજયજી મહારાજ
- પૂજ્ય મુનિરાજશ્રી હૃદયવલ્લભવિજયજી મહારાજ

નકલ - ૧૦૦૦
વિ.સં. ૨૦૫૨
મૂલ્ય રૂ. ૧૦૦-૦૦

. મુદ્રક .
શ્રી પાર્શ્વ કોમ્પ્યુટર્સ,
૩૩, જનપથ સોસા, ઘોડાસર,
અમદાવાદ-૫૦ ફોન - ૩૯૯૨૪૯

કલ્યાણકારી ત્રિપદી

છોડવા જેવી નિંદા
મેળવવા જેવા સદ્ગુણ
કેળવવા જેવો ગુણાનુરાગ

# સમર્પણ



સદા પ્રસન્ન મુખમુદ્રા

કાયમ વાત્સલ્ય વરસાવતી અમીદૃષ્ટિ

નિરંતર શાસનપ્રેમથી નીતરતુ હૃદય

રોમેરોમમા વિશુદ્ધ સયમી પ્રત્યે સદ્ભાવ

પ્રત્યેક રક્તબિંદુમા શાસનપ્રભાવના-સેવાની તમન્ના ધરાવનારા

ઓ ! ભવોદધિતારક ગુરૂદેવશ્રી

**વિશ્વકલ્યાણવિજયજી મહારાજા !**

શાસ્ત્રના માત્ર શબ્દાર્થ નહિ પણ તાત્પર્યાર્થને પામવાની આપશ્રીએ મને સતત હાર્દિક પ્રેરણાઓ કરી અને તે પ્રેરણા સાકાર બને તે માટે આપશ્રીએ અનેક પ્રખર વિદ્વાન્ સયમી પાસે મને અધ્યયન કરાવ્યુ મારા અધ્યયન ખાતર આપશ્રીએ આપના મહત્ત્વના કાર્યો ગૌણ કર્યા માતાની જેમ મારી ભૂલોને ઉદારતાથી માફ કરીને, વાત્સલ્ય-પ્રેમ-ઉષ્મા આપીને મને આપશ્રીએ નિર્મળ સયમમાર્ગે આગળ વધાર્યો આપશ્રીની પાવન પ્રેરણાથી જ પ્રસ્ફુરિત થનાર કલ્યાણકદલી + રતિદાયિની વ્યખ્યાથી વિભૂષિત પ્રસ્તુત પ્રકરણપુષ્પ આપશ્રીના કરકમલમા સાદર સવિનય સમર્પિત કરતા ધન્યતા અનુભવું છુ

હવે આપશ્રી એવા આશિષ વરસાવો કે આવા અનોખા અલૌકિક પાવન માર્ગે થાકયા વિના ઉલ્લાસથી આગળ વધતો રહુ, શાસનની સાનુબધ સ્થાયી સેવા પ્રસન્નતાપૂર્વક કરતો રહુ

| भवदीय भवद्भ्यः समर्पयामि |
|---|

એ જ આપનો શિશુ
**યશોવિજય**



# પ્રકાશકીય નિવેદન

ૐ હ્રીં

આ ગ્રન્થના પ્રથમ ભાગના પ્રકાશન દ્વારા શ્રુતભક્તિનો લાભ અમારા શ્રીસઘને પ્રાપ્ત થયો છે તેનો અમને અપૂર્વ આનદ છે.

આ પૂર્વે ઉપદેશરહસ્ય, ધર્મપરીક્ષા, પ્રતિમાશતક, નયરહસ્ય, જ્ઞાનબિન્દુ . વગેરે ગ્રંથો મૂળ, ટીકા તેમજ ભાવાનુવાદ સાથે અમારા શ્રીસઘ દ્વારા પ્રકાશિત કરાયા છે જેઓને પ્રાકૃત-સસ્કૃતનો અભ્યાસ નથી તેઓને ભાવાનુવાદ દ્વારા અને જેઓને પ્રાકૃત-સંસ્કૃત ભાષાનો અભ્યાસ છે, પરતુ ગ્રંથની શૈલી, ન્યાય, તેમજ સંક્ષેપ હોવાના કારણે જે સ્પષ્ટ, સરળ અને વિસ્તૃત બોધ થઈ શકે એમ ન હોય તેઓને ટીકા આદિ દ્વારા, બોધ થાય - આવા શુભ આશયથી પ્રાચીન, પ્રમાણભૂત ગ્રથોના પ્રકાશનમા ઉત્સાહપૂર્વક પ્રયત્નશીલ રહેવાની પ્રવૃત્તિ તે અમારે મન શ્રુતભક્તિ છે વસ્તુત: આ શ્રુતભક્તિ ત્યારે જ સાર્થક થઈ ગણાય કે જ્યારે તે શ્રુતપ્રાપ્તિમા પરિણમે, અર્થાત્ આ ગ્રથોને ચતુર્વિધ સઘ આત્માનુગ્રહની બુદ્ધિથી વાચે, વિચારે અને તાત્પર્ય સમજે; અને કેટલુક ન સમજાયુ હોય તે ગુરૂગમ દ્વારા સમજવા પ્રયત્નશીલ રહે અને ફલત સમ્યક્ શ્રુત પ્રાપ્ત થાય

પ્રસ્તુત ષોડશક પ્રકરણ ગ્રન્થ (પ્રથમ ભાગ) અમો આવી ભાવનાથી આનદસહિત વાચક વર્ગ સમક્ષ રજુ કરીએ છીએ

શાસ્ત્રમા સભળાય છે તે મુજબ ૧૪૪૪ ગ્રથોના રચયિતા, સૂરિપુરદર શ્રી હરિભદ્રસૂરિ મહારાજની ઉપલબ્ધ થતી કૃતિઓમાની એક કૃતિ તે પ્રસ્તુત ષોડશક પ્રકરણ ધર્મની શરૂઆતથી માડી મોક્ષ પ્રાપ્તિ સુધીનો માર્ગ એટલે કે આત્મા પરમાત્માસ્વરૂપ બને તે પર્યન્તની આત્મસાધના માટે ઉપયોગી ધર્મપરીક્ષા, ધર્મદેશના, ધર્મનું સ્વરૂપ વગેરે એવા ૧૬ વિષયોનુ આ ગ્રથમા પ્રકરણ તરીકે ઉલ્લેખ કરી નિરૂપણ કરવામા આવેલ છે. દરેક પ્રકરણ ઉપર ૧૬ શ્લોક દ્વારા તે વિષયની મહત્ત્વપૂર્ણ સમજણ આપતી રચના કરવામા આવેલ છે આ મૂળ ગ્રથ ઉપર, લઘુહરિભદ્ર તરીકે ઓળખાતા ન્યાયવિશારદ, મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજે 'યોગદીપિકા' નામની ટીકાની રચના કરી છે આ સુદર ટીકા, મૂળ ગ્રથના રહસ્યોને ખૂલ્લા કરી ગ્રથને સ્પષ્ટ કરે છે તેમ છતાં ટીકાની ગહનતા, શબ્દસકોચ-સક્ષેપને કારણે મદ ક્ષયોપશમવાળા મુમુક્ષુને પદાર્થ હૃદયગમ ન થાય તે સ્વાભાવિક છે પરંતુ અલ્પ પણ મધુરો સ્વાદ માણ્યા પછી પદાર્થને પૂર્ણ રૂપે આરોગવાની ઉત્કઠા જાગે તે પણ એટલુ જ સહજ છે તેથી વાચક વર્ગને વિસ્તૃત અને વિશદ બોધ થાય તે ધ્યાનમા રાખી, વર્તમાનકાલીન પરમોપકારી પૂજ્યપાદ, ન્યાયવિશારદ આચાર્યભગવત શ્રીમદ્વિજય ભુવનભાનુસૂરિજી મ સા. ના પ્રશિષ્ય તથા શાસનપ્રભાવક પૂજ્ય મુનિરાજશ્રી વિશ્વકલ્યાણવિજયજી મહારાજના વિદ્વાન શિષ્ય મુનિશ્રી યશોવિજયજી મહારાજે 'કલ્યાણકંદલી' નામની સસ્કૃત ટીકાની રચના કરેલ છે. આ સરળ અને માહિતીપ્રદ છતા રહસ્યોદ્ઘાટક એવી ટીકાને વાચ્યા પછી વાસ્તવમા તે કલ્યાણકંદલી છે એવુ જણાયા વગર રહેશે નહિ. મૂળ ગ્રથ અને ટીકામા રહેલ ગૂઢ પદાર્થોની સરળતાપૂર્વકની સમજણ, પારિભાષિક શબ્દોની વ્યાખ્યા, દૃષ્ટાત અને કથાનકોના વર્ણન, સ્વદર્શનના સિદ્ધાતોને અનુરૂપ ઈતરદર્શનોના વિચારોની સાક્ષીઓ દ્વારા ગ્રથમાં દર્શાવેલ તત્ત્વનિરૂપણનો સમન્વય, લોકોક્તિ અને ન્યાયની માહિતી વગેરે તેમજ ૫૬૦ થી વધુ અન્ય ગ્રથમાંથી ઉદ્ધૃત કરેલ ૩૨૦૦થી વધુ સાક્ષીપાઠો વગેરેથી આ ટીકા સમૃદ્ધ છે આ ઉપરાત મૂળ ગ્રંથ અને યોગદીપિકા ટીકાનો ગુજરાતીમા અનુવાદ તેમજ વિશેષાર્થની તેઓશ્રીએ સફળતાપૂર્વકની રચના કરેલ છે

ઉપરોક્ત બધુ દષ્ટિગોચર થતા એમ લાગે કે ગાઢ અટવીમા અટવાયેલ મુસાફરને નગર સુધી પહોચવા માટે મૂળ ગ્રથ માર્ગ સમાન છે જ્યારે નિર્મળ ચક્ષુવાળા વટેમાર્ગુ માટે મહોપાધ્યાયજીકૃત યોગદીપિકા-ટીકા, માર્ગ ઉપર ઝળહળતા પ્રકાશને પાથરતી બેટરી સ્વરૂપ છે અને મદબોધવાળો વટેમાર્ગુ પ્રકાશથી ઝળહળતા માર્ગને નિહાળી, યોગ્ય પ્રવૃત્તિ કરી શકે તે માટે કલ્યાણકદલી - સસ્કૃત ટીકા તેમજ રતિદાયીની-ગુજરાતી ભાવાનુવાદ મેગ્નીફાઈંગ ગ્લાસ કે ચશ્મા સમાન છે

પ્રાત· સ્મરણીય ચારિત્રસમ્રાટ, કર્મસાહિત્ય નિષ્ણાત સિદ્ધાન્તમહોદધિ સ્વ પૂજ્યપાદ આચાર્ય ભગવત શ્રીમદ્‌વિજય પ્રેમસૂરીશ્વરજી મ સા નુ અમો આદરથી અને ભક્તિપૂર્વક સ્મરણ કરીએ છીએ તેઓશ્રીના પટ્ટાલકાર, વર્ધમાનતપોનિધિ, ગચ્છાધિપતિ સ્વ પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્‌વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજના અસીમ ઉપકાર અમારા શ્રીસઘ ઉપર રહ્યા છે અમારા શ્રીસઘમા જે કાઈ પણ સત્પ્રવૃત્તિ થઈ છે - થઈ રહી છે તેના મૂળમા તેઓશ્રીની કૃપાદષ્ટિ અને યથોચિત માર્ગદર્શન રહેલ છે સિદ્ધાતદિવાકર, ગીતાર્થશિરોમણિ, પરમોપકારી, પૂજ્યપાદ ગચ્છાધિપતિ આચાર્યદેવ શ્રીમદ્‌વિજય જયઘોષસૂરિજી મ સા ની પુનિત પ્રેરણાનુ બળ અમને સદાયે પ્રાપ્ત થયુ છે બહુશ્રુત વિદ્વદ્વર્ય, તર્કશિરોમણિ, તેમજ ભાવનાશીલ પરમપૂજ્ય પન્યાસજી શ્રીજયસુંદરવિજયજી મ સા નુ ઋણ અમો કદાપિ ચૂકવી શકીએ એમ નથી, કેમ કે દીર્ઘદષ્ટિ અને આત્મીયભાવથી સદાયે તેઓશ્રીએ દરેક સત્ પ્રવૃત્તિમા અમોને સહાય કરેલ છે

પરમપૂજ્ય વિશ્વકલ્યાણવિજયજી મ સા નુ અમો ખૂબ જ આદરથી સ્મરણ કરીએ છીએ તેઓશ્રીને અમારી ભાવભરી વદના તેઓશ્રીના વિદ્વાન શિષ્ય પૂજ્ય મુનિરાજશ્રી યશોવિજયજીનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે તેઓશ્રીએ અમોને પ્રસ્તુત ગ્રથના પ્રકાશન દ્વારા શ્રુતભક્તિનો લાભ આપ્યો છે એટલુ જ નહીં, પરતુ અમોને સમ્યક્ શ્રુત પ્રાપ્ત થાય તે માટે પણ તેઓ સતત પ્રયત્નશીલ રહ્યા છે તેઓશ્રી માત્ર પ્રસ્તુત ગ્રથના જ નહીં પરતુ અનેક જટીલ ગ્રથોના જેવા કે સ્યાદ્‌વાદરહસ્ય, ભાષારહસ્ય, ન્યાયાલોક વગેરે ગ્રથોના સફળ સશોધક, સપાદક, ટીકાકાર અને અનુવાદક રહ્યા છે પ્રાય મારા ખ્યાલ મુજબ તેઓશ્રીએ ખૂબ જ ટુક સમયમા ૧૨૦૦ થી વધુ ગ્રથોનુ વાચન કરેલુ છે અને મહત્ત્વની વાત તો એ છે કે તે ગ્રથોના મુખ્ય પદાર્થો અર્થતઃ અને શબ્દશ· તેઓશ્રીને ઉપસ્થિત છે તેઓશ્રીને અમારી બહુમાનપૂર્વકની વદના

આ ગ્રન્થનુ મુદ્રણ કરી આપનાર પાર્શ્વ કોમ્પ્યુટર્સ તથા સાક્ષાત્ કે પરોક્ષ રીતે આ ગ્રથમા સહાય કરનાર સહુ કોઈને અમારા હાર્દિક ધન્યવાદ

પ્રાન્તે, પ્રસ્તુત ષોડશક પ્રકરણ આત્મસાધના માટે રાજમાર્ગ છે આ રાજમાર્ગ ઉપર દઢ પ્રયાણ કરી સહુ કલ્યાણકદને પ્રાપ્ત કરે તે મગળ ભાવના

प्रीयन्ताम् गुरवः ।

✍ અધેરી ગુજરાતી જૈન સઘ વતી,

હર્ષદ મણિલાલ સઘવી

તા ક - આ પ્રકાશનનો સપૂર્ણ વ્યય અમારા શ્રીસઘની જ્ઞાનનિધિમાથી કરવામા આવેલ છે તેથી ગૃહસ્થોએ એની માલિકી કરવી હોય તો પુસ્તકની કિમત જ્ઞાનખાતાને ચૂકવવા વિનતિ

# પ્રસ્તાવના

'भक्त्या नित्य प्रपद्ये श्रुतमहमखिल सर्वलोकैकसारम्'

'બહુ મૂંગા શ્રુત બોલતુ' એ પંક્તિ શ્રુતમાહાત્મ્ય વિશે ઘણુ બોલી જાય છે પરોપકારપરાયણ વિશ્વકલ્યાણકર શ્રી જૈનશાસનમા શ્રુતજ્ઞાનની મહત્તા ગજબની છે શેષ ચાર જ્ઞાનો સ્વબોધાનુકૂલ છે એક શ્રુતજ્ઞાન એવુ છે કે જે પરબોધાનુકૂલ છે અતિવિશાળ શ્રુતસંદર્ભોમાથી બહુ ભાગ તો આજે આપણને મળતો પણ નથી તેમ છતા જે થોડો ભાગ મળ્યો છે તેનુ પણ સંપૂર્ણ અવગાહન એક ભવમા દુશક્ય લાગે લબ્ધ શ્રુતનુ અવગાહન ભલભલા જ્ઞાનાર્થીને અલબ્ધ શ્રુત અંગે લુબ્ધ બનાવી મૂકે તેવુ છે

ભગવદ્ પ્રદત્ત ત્રિપદીના આધારે રચાયેલ દ્વાદશાંગી (આગમો) અને તે તે આગમોના આધારે રચાયેલ અન્ય ગ્રન્થો - બન્ને શ્રુત માન્ય છે બીજા શબ્દોમા કહીએ તો આગમ એટલે મૂળ બંધારણ (Constitution) અને અન્ય શ્રુત એટલે બંધારણીય કલમોના આધારે ઘડાયેલા ધારા (Acts) તેમા પણ સૂરિપુરન્દર શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજના ગ્રન્થો ભલભલા વિદ્વાનોને ડોલાવી દે તેવા છે મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ જેવા પ્રકાંડ વિદ્વાન અને સમર્થ તાર્કિકને 'હરિભદ્રલઘુબાંધવ'ના બિરુદથી નવાજવામા આવે છે એ હકીકત પણ શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજના પરિચયમા એક પીછુ ઉમેરે છે તેઓની શાસ્ત્રરચનાની પશ્ચાદ્ભૂમિકા પણ રોમાંચક છે

પોતાના બન્ને શિષ્યો વિધર્મીઓ દ્વારા મોતને ઘાટ ઉતારાયેલા જાણીને તે જૈનાચાર્ય હરિભદ્રસૂરિજી સતપ્ત અને સક્ષુબ્ધ હતા લમણે હાથ દઈને હતાશાની ઊંડી ગર્તામા ગરકાવ થયેલા તેમની સામે દેવવાણી થઈ 'સૂરિજી ! સમગ્ર સંસાર છોડ્યા પછી શિષ્યવિયોગથી વિચલિત ન બનો !' 'ના ! દુ:ખ શિષ્યવિયોગનુ નથી' સૂરિજી બોલ્યા, "માત્ર નિરપત્યતાના યોગે મારા વડે થનારી નિર્મલ ગુરુકુલની સમાપ્તિના વિચારે મારુ હૃદય ભાંગી પડ્યુ છે શાસનની પેઢીનુ સુકાન સભાળતી સમર્થ ગુરુપરંપરાને માત્ર એક પેઢી આગળ ધકેલવામા પણ હુ ઊણો ઉતરીશ ! આ વિચારવંટોળે મને સતત ડંખી રહ્યો છે ! વિરતિતૈયી શ્રી જિનશાસનની સેવા કરવાનુ સૌભાગ્ય છિનવાઈ જતુ જાણીને દિલ રડી રહ્યુ છે !"

'હરિભદ્રસૂરિજી !' નામગ્રહણ પૂર્વક શાસનદેવી અંબિકા બોલ્યા - 'ગુરુકુલવૃદ્ધિનુ પુણ્ય તમારા લલાટે ભલે ન હોય! શાસ્ત્રો એ જ તમારા શિષ્યો બનીને તમારા પછી પણ સેંકડો વર્ષો સુધી જિનશાસનની સેવા કરનારા પુરોગામી સંઘને સહાયક બનશે શિષ્યસંતતિના ઉચ્છેદને રડો નહી શાસ્ત્રસંતતિના નિર્માણમા ઉદ્યમી બનો !' અને શાસનદેવીના ઉત્સાહવર્ધક વચનોએ હરિભદ્રસૂરિના અંતસ્તલમા ઘૂઘવાતા જ્ઞાનવારિધિના મોજાઓને બહાર ફેક્યા અને પરિણામે એક વિલક્ષણ ચમત્કૃતિ સર્જાઈ ! પદાર્થોના એ પારાવારમા ડૂબી જનારા તરવા લાગ્યા

ધનાશા પોરવાળે નલિનીગુલ્મવિમાનાકારે બંધાવેલ રાણકપુરજીના ભવ્ય જિનપ્રાસાદની બહુજનપ્રસિદ્ધ એક લાક્ષણિકતા એ છે કે તે દેવાલયના ૧૪૪૪ થાંભલામાથી કોઈ પણ થાંભલા પાસે ઉભા રહો કોઈને કોઈ એંગલથી તમને પ્રભુજી દેખાશે જ સૂરિપુરન્દર શ્રી હરિભદ્રસૂરિજીરચિત ૧૪૪૪ ગ્રન્થોની પણ આવી જ કોઈ લાક્ષણિકતા છે કે તમે કોઈ પણ ગ્રન્થ વાંચો એટલે કોઈ અલગ જ દ્રષ્ટિકોણથી જૈન દર્શનના સિદ્ધાન્તો નજરે ચડે છે ○ હારિભદ્રીય આવશ્યક વગેરે વિશાળકાય આગમિક ગ્રન્થો ○ અનેકાન્તજયપતાકા જેવા મૂર્ધન્ય કક્ષાના દાર્શનિક ગ્રન્થો ○ લલિતવિસ્તરા જેવા દાર્શનિક + ભક્તિ ગ્રન્થો ○ યોગદૃષ્ટિસમુચ્ચય જેવા અધ્યાત્મના ઉચ્ચ ગ્રન્થો ○ પંચવસ્તુ જેવા આચાર ગ્રન્થો, હરિભદ્રવાઙ્મય મહાનગરની આ બધી મનોહર ગલીઓ છે આ મહાપુરુષે ઘણા સગ્રહગ્રન્થો પણ રચ્યા છે જેમ કે વિંશતિ-વિંશિકા, પંચાશકજી, અષ્ટકજી વગેરે પ્રસ્તુત ગ્રન્થ પણ તેવા જ પ્રકારનુ એક પુષ્પ છે ૧૬-૧૬ આર્યા શ્લોકોના ૧૬ અધિકારો એટલે **શ્રી ષોડશક પ્રકરણ**

આ ગ્રન્થ ઉપર આચાર્યદેવ **શ્રી યશોભદ્રસૂરીશ્વરજી** કૃત ટીકા ઉપરાંત મહોપાધ્યાય **શ્રી યશોવિજયજી** કૃત યોગદીપિકાવૃત્તિ છે મહદંશે તો બન્ને ટીકાઓમા સામ્ય છે પ્રસ્તુત પ્રકાશનમા યોગદીપિકાવૃત્તિ ઉપર વિસ્તૃત ટીકા તથા યોગદીપિકાવૃત્તિનુ ગુર્જર વિવેચન સમાવિષ્ટ છે શ્રી ષોડશક પ્રકરણ એક સંગ્રહ ગ્રન્થરૂપ હોવાથી ઘણા વિષયો તેમા આવરી લેવાયા છે પ્રકરણના વિષય વિભાગ પર થોડો દૃષ્ટિક્ષેપ કરી લઈએ

**(૧) સદ્ધર્મપરીક્ષા ષોડશક** - સાગર તરવાના ઉપાયભૂત એવી નૌકા જ જો છિદ્રવાળી નીકળી તો ! મહા અનર્થ ! ભવસાગર તરવાના એકમાત્ર સાધનભૂત ધર્મની પણ જ્ઞાની ભગવતોએ પરીક્ષા કરવાનુ કહ્યુ છે બાલ-મધ્યમ અને પડિત એવી ત્રણ કક્ષાઓ આ ૧ લા ષોડશકમા જણાવી છે ત્રણેનુ બહુ સચોટ સ્વરૂપ જણાવ્યુ છે આડબરને જોઈને આકર્ષાય તે બાળ આચરણથી આકર્ષાય તે મધ્યમ અને વિચારો-સિદ્ધાતોથી આકર્ષાય તે પડિત જીવોની આવી ત્રણ કક્ષાઓ બતાવી દીધા બાદ દરેકને પોતાની કક્ષાનુરૂપ ધર્મોપદેશ આપવાની વાત જણાવી છે સ્વસ્થાન દેશનાની મહત્તા અને પરસ્થાન દેશનાની ભયાનકતા જણાવી છે વ્યવહારમા પણ દેખાય છે કે માણસની હોજરીને અનુરૂપ ભાણુ પીરસાય તે કામનુ ! ખેતરની યોગ્યતા અનુસારે વાવણી થાય તે કામની ! નીચાણવાળા વિસ્તારમા અમુક પાક, તો ઉંચાણના પ્રદેશમા અલગ પાક ! અલબત્ત, ઉપદેશકના હૃદયમા મોક્ષ રમતો હોવા છતા પણ તે તે જીવની કક્ષાનુસાર દેશના આપવાથી જ શ્રોતાને અવશ્ય ધર્મપ્રાપ્તિ થાય વકચૂલની 'ઉપદેશ નહીં આપવાની' શરતને માન્ય રાખીને પણ કાળ પરિપાક થતા બહુ જ પ્રાથમિક તબક્કાની લાગે તેવી કેટલીક પ્રતિજ્ઞાઓ કરાવીને ય મહાત્માઓએ તેને સદ્ગતિનો મહેમાન બનાવી જ દીધો ને ! આ પરિણામ આપવામા વકચૂલની દૃઢપ્રતિજ્ઞવૃત્તિની સાથે પેલા ઉપદેશક મહાત્માઓની શ્રોતાપારખુવૃત્તિનો પણ કઈ ઓછો અદાજ આકી શકાય તેમ નથી

**(૨) સદ્ધર્મદેશના ષોડશક** - બાલાદિ જીવોને કયા પ્રકારનો ધર્મોપદેશ આપવો ? તેનુ સ્પષ્ટ માર્ગદર્શન અપાયુ છે બાલ જીવને તો બાહ્ય સ્થૂલ ધર્માચાર- સદાચારની વાતો કરવી કદાચ ભવિતવ્યતાના યોગે બાલ જીવ દીક્ષા લેવા તૈયાર થાય કે સાધુધર્મનુ સ્વરૂપ જાણવા ઈચ્છે તો પણ તેની સામે સાધુજીવનના લોચ-વિહાર-તપશ્ચર્યા-પિડવિશુદ્ધિ વગેરે કષ્ટસાધ્ય એવા બાહ્યાચારોનુ વર્ણન કરવાની વાત કરવી તાત્પર્ય એ છે કે સામો જીવ બાલ છે, વિશિષ્ટવિવેકથી વિકલ છે તેથી ઉત્સર્ગ-અપવાદાદિની (અવસરે નાવડીમા ય બેસી શકાય વગેરે) વાતોની ભારે વાનગીઓને પચાવી શકે તેવુ મજબુત પાચનતત્ર તેની પાસે હોતુ નથી હા, મધ્યમકક્ષાના જીવ પાસે કઈક વિશેષ સમજણ હોય છે તેથી તેની પાસે અષ્ટપ્રવચનમાતાના પાલનમા રાખવાની ત્રિકોટિ-પરિશુદ્ધિ આદિની વાત કરવી આગળ વધીને વિશુદ્ધ કક્ષાનુ ગુરૂપારતત્ર્ય રાખવુ વગેરે વાતો પણ તેની આગળ થઈ શકે પડિતકક્ષાપ્રાપ્ત જીવો સમક્ષ તો આગમતત્ત્વના ઐદમ્પર્યનો રસથાળ જ રજુ કરવાનુ કહ્યુ છે **'आज्ञाऽऽराद्धा विराद्धा च शिवाय च भवाय च'**, 'વચનસાપેક્ષ વ્યવહાર સાચો કહ્યો, વચનનિરપેક્ષવ્યવહાર જુઠો' વગેરે ભાવની ઉચી વાતો તેવાની સામે પીરસી શકાય, કારણકે તેવા જીવોને તેની રૂચિ પણ હોય છે અને તેની યોગ્યતા પણ હોય છે ત્રણે કક્ષાના જીવોને આપવાના ઉપદેશનો વિષય જોતા એ વાત બહુ સ્પષ્ટ થાય છે (a) બાલ જીવો સામે આચાર માર્ગની વાત કરવાની છે (b) મધ્યમ જીવોને આચારની શુદ્ધિની વાત કરવી (c) પડિત જીવોને ધર્મમા આજ્ઞાપ્રધાનતાની વાત કરવી કક્ષાનુસાર ઉપદેશના વિષયમા પણ કેવુ સુદર ક્રમિક ઉત્થાન જોવા મળે છે સર્વજ્ઞશાસનની આ જ તો બલિહારી છે

**(૩) ધર્મલક્ષણ ષોડશક** - ધર્મનુ સ્વલક્ષણ (= હેતુ-ફળ-સ્વરૂપમુખે તાત્ત્વિક સ્વરૂપ) જણાવાયુ છે જે સર્વદર્શનસમત હોય અને સર્વ અવસ્થાઓમા કલ્યાણકારી હોય તે ધર્મ કેટલી વ્યાપક અને રોચક વ્યાખ્યા છે ! પ્રણિધાન-પ્રવૃત્તિ-વિઘ્નજય-સિદ્ધિ અને વિનિયોગરૂપ પાચ શુભ આશયોનુ સુદર નિરૂપણ કર્યુ છે સિદ્ધિ થયા પછી પણ વિનિયોગની કક્ષા મૂકવા પાછળ જૈનદર્શનની પરાર્થની ઉદાત્ત ભાવના ધ્વનિત થાય છે

**(૪) ધર્મલિગ ષોડશક** - માણસને તાવ આવેલો હોય તો 'તાવ આવ્યો છે' એટલી જ સ્થૂલ સમજ સામાન્ય માણસને હોય પરતુ વૈદ્ય તપાસીને કહી શકે કે 'આ તાવ થાકનો છે, અજીર્ણનો છે, વાઈરસનો છે, ફ્લુનો છે, ટાઈફોઈડનો છે વગેરે ' આવુ સચોટ નિદાન કરી શકાય છે તેનુ કારણ એ છે કે વૈદ્ય પાસ વૈદ્યકીય શાસ્ત્રો દ્વારા દર્શિત એવા ચિહ્નો (Symptoms) ની જાણકારી હોય છે કે તેના આધારે તે રોગને પિછાણી શકે આપણે ત્યા સમ્યક્ત્વ અગેની આવી પારાશીશી પણ આપવામા આવી છે શમ-સવેગાદિ પાચ લક્ષણો- એ સમ્યક્ત્વના અનુમાપક ચિહ્નો છે ધર્મ આત્મામા પરિણામ પામતા તેના પણ અમુક ચિહ્નો દેખાય જ દવાની અસર રોગ ઉપર થાય છે ધર્મની અસર દોષ ઉપર થાય છે સ્વાર્થાદિ દોષોના હ્રાસપૂર્વક ઔદાર્ય-દાક્ષિણ્ય-પાપજુગુપ્સા-નિર્મળબોધ-લોકપ્રિયતા આ પાચ લિગો તે આત્મામા ધર્મના અનુમાપક બને છે ધર્મી આત્મામા ધર્મ નામનો એક એવો ચોકીદાર સતત સતર્ક બેઠો હોય છે કે જેથી વિષયતૃષ્ણા-દૃષ્ટિસમોહ-ધર્મની અરૂચિ અને ક્રોધ જેવા લુટારૂઓ આતમઘરમા પેસી શકતા નથી આ ચારેયને ગ્રન્થકારે પાપવિકારો

કહ્યા છે સીધી જ વાત છે ને, રોગ હોય તો તેની વિકૃતિરૂપ સોજા, કળતર વગેરે જોવા મળે રોગ ન હોય તો તન્મૂલક આવી બાહ્ય વિકૃતિઓ ક્યાંથી દેખાય ? ધર્મ એવુ પથ્ય છે કે જે પાપવિકારોને તો દૂર કરે જ છે, સાથે મૈત્ર્યાદિભાવરૂપ આરોગ્ય મેળવવામા પણ સહાય કરે છે

(૫) લોકોત્તરતત્ત્વસપ્રાપ્તિ ષોડશક - ઔદાર્યાદિ પૂર્વોક્ત ધર્મલિંગોથી યુક્ત ધર્મ સિદ્ધ થતા જીવને લોકોત્તરતત્ત્વની પ્રાપ્તિ થાય છે આ પ્રાપ્તિ ચરમ પુદ્‌ગલપરાવર્તમા જ થઈ શકે, અને ચરમ પુદ્‌ગલપરાવર્ત તો કાળક્રમે કાળના પરિપાકથી જ થાય છે ઘઉંમાથી જ રોટલી થતી હોવા છતા લીલા ઘઉંમાથી રોટલી બની શકતી નથી અહીં ખુટતુ પરિબળ છે-ઘઉંનો પરિપાક, કે જે કાળક્રમે થઈ જતા રોટલી બની શકે છે ચરમાવર્ત પૂર્વે આ પ્રાપ્તિ શક્ય ન હોવાનુ કારણ એ છે કે ચરમાવર્ત પૂર્વે આગમવચન સમ્યક્ રીતે પરિણમતુ નથી અનાદિના ભાવમલાદિના કારણે અચરમાવર્તમા તો સર્વજ્ઞવચનમા ય દોષદર્શન રૂપ વિપર્યાસ નભવે છે તીખુ તમતમતુ મરચુ શાકની સાથે ચવાઈ જતા જીભ ઉપર બળતરા થવા માડે ત્યારે તરત જ ગોળ ચાવી જવાથી એ તીખાશ દૂર થઈ જતી નથી કિંતુ એ સખત તીખાશના કાળને પસાર થઈ જવા દેવો પડે છે અને પછી ગોળની કાકરી માત્રથી જ હાશકારો અનુભવાય છે ગોળમા પૂર્વે તીખાશ દૂર કરવાની શક્તિ ન્હોતી અને પાછળથી તે શક્તિ આવી ગઈ-એવુ હોતુ નથી, કિન્તુ સખત તીખાશવાળો કાળ અયોગ્ય હોવાથી ગોળ પોતાનુ કાર્ય કરી શકતો ન હતો અને એ તીખાશનો હ્રાસ થતા ગોળ પોતાનુ કાર્ય ઝડપથી કરી દે છે સખત તીખાશવાળા સમયે લવાયેલો ગોળ ગળ્યો ન પણ લાગે અને તેમા તીખાશનો ભ્રમ થઈ જાય એવો વિપર્યાસ પણ સભવી શકે છે આંબા પરથી ઉતારેલા આમ્રફળને તરત ખાવામા આવે તો તે ખાટુ લાગશે મીઠાશ તેમા જ પ્રાદુર્ભાવ પામશે પણ તે ફળને બરાબર પાકવા દેવુ પડે હા, તેના પરિપાકને શીઘ્ર ઉદિત કરવા આમ્રફળને ઘાસ વગેરેથી ઢાકવુ - વગેરે પ્રક્રિયા જરૂર આવકાર્ય છે 'ધીરજના ફળ મીઠા' - 'ઉતાવળે આબા ન પાકે' વગેરે કહેવતો પણ ગર્ભિત રીતે 'કાળપરિપાક'નો નારો લગાવતી હોય તેવુ શુ નથી લાગતુ ? તાવ આવતા તરત ડામી દેવાથી કાચુ કપાઈ જવાની સભાવના છે માટે તાવને પાકવા દેવો પડે પછી લેવાતુ ઔષધ ગુણકારી થાય છે ટુકમા, ચરમાવર્ત એ પરિપક્વ કાળ છે તેથી જીવને સદ્‌બોધ પ્રાપ્ત થઈ શકે છે આ સદ્‌બોધ એટલે આત્મપરિણતિવાળુ જ્ઞાન - કે જે જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થાય, જેનાથી ઉપાદેયત્વાદિ વિષયક બોધ પ્રાપ્ત થાય આવા સદ્‌બોધપૂર્વક કરાતુ સદ્‌અનુષ્ઠાન સપૂર્ણ બને છે તાત્પર્ય એ છે કે સર્વજ્ઞદર્શિત તમામ અનુષ્ઠાનો સ્વરૂપત તો 'સત્' જ છે તેમા વળી જે સદ્અનુષ્ઠાન/અસદનુષ્ઠાનનો ભેદ છે તે સ્વરૂપત નહીં કિન્તુ ફલત છે અથવા હેતુની અપેક્ષાએ છે સદ્‌બોધપૂર્વક કરાતા અનુષ્ઠાનોમા સજ્ઞાઓનુ જોર હોતુ નથી તેથી તે અનુષ્ઠાનો 'સત્' કહેવાય છે અનુષ્ઠાનોમા ન્યૂનતાને લાવનાર તત્ત્વ સજ્ઞાનુ જોર છે સદ્‌બોધ આવી જતા ક્રિયામલ અને અનાદિ ભાવમલ બન્નેનો હ્રાસ થાય છે, પછી અનુષ્ઠાનોમા સપૂર્ણતાને રોકનારૂ કોઈ તત્ત્વ જ નથી ટુકમા, અનુષ્ઠાનરૂપી ચદ્રનો આવારક સજ્ઞારૂપી રાહુ નીકળી જતા અનુષ્ઠાનરૂપી ચદ્ર પૂર્ણતાએ પ્રકાશે છે કેમ કે ત્યારે તેનુ કોઈ પ્રતિબધક નથી

અચરમાવર્ત કાળમા આગમમા અપ્રામાણ્યના ભ્રમરૂપ અધ્યારોપ સભવિત હતો અને તેના કારણે દાનાદિમા અવિધિ થઈ શકતી હતી ચરમાવર્ત કાળમા અધ્યારોપનો અભાવ હોવાથી વિધિસેવન શક્ય છે આ રીતે વિધિપાલન માટે સમ્યક્‌બોધને જરૂરી ગણાવ્યા પછી પણ ગ્રન્થકારશ્રીએ વિધિપાલન માટે અન્ય બે મહત્ત્વના કારણો જણાવ્યા છે (૧) વડીલજનસમતિ (૨) દીનાદિવિષયક ઔચિત્ય આગળ જતા દાન અને મહાદાનની બહુ માર્મિક ભેદરેખા જણાવી છે ન્યાયોપાર્જિત થોડા પણ ધનને ગુર્વાજ્ઞાપૂર્વક અને દીન-નોકર વર્ગનુ શોષણ કર્યા વિના તપસ્વી-દીન આદિને આપવુ તે મહાદાન અને ન્યાયોપાર્જિત ધન પણ જો ઉક્ત બે શરતોના પાલન વિના અપાતુ હોય તો તે દાન કહેવાય દહેરાસરના પૂજારી વગેરેને અલ્પ પગાર આપી તેની પાસેથી વધુ પડતુ કામ કરાવી લેવાની વૃત્તિવાળા ગૃહસ્થો કદાચ લાખો રૂપિયાની ઉછામણી બોલે તો તે મહાદાન નથી બનતુ ! અને તે ધન ન્યાયોપાર્જિત ન હોય તો પછી તે પરમાર્થથી દાન પણ નથી બનતુ શુ કમાલ વાત કરી છે ! ન્યાયોપાર્જિત ધનની વ્યાખ્યામા તો ગ્રન્થકારે હજી એક માર્મિક વાત કરી છે "न्यायेन = ब्राह्मण-क्षत्रिय-विट्-शुद्राणा स्वजातिविहितव्यापारेण आत्त = स्वीकृत = न्यायात्त" આર્ય દેશમા વર્ણવ્યવસ્થા પ્રચલિત છે દરેક વર્ણના પોતપોતાના બાપીકા ધધાઓ હતા તે ધધાના આધારે મેળવેલા ધનને જ ન્યાયાર્જિત કહેવાય-એવુ મહોપાધ્યાયજીનુ ઉપરોક્ત વચન સ્પષ્ટ જણાવે છે બ્રાહ્મણો વિદ્યાદાનના આધારે પેટિયુ રળતા, શુદ્રો પોતાના વણાટકામ વગેરેથી ગુજરાન ચલાવતા હવે જો કોઈ શ્રીમત વણિક (કે જે વૈશ્યવર્ણનો છે) એ કાપડનો ઉદ્યોગ ચલાવવા માટે અને પોતાની બુદ્ધિ + મુડીના જોર વધુ કમાણી કરે અને એ કમાણી કરતી વેળાએ કરચોરી-વિશ્વાસઘાતાદિ ન કરે તો પણ તે કમાણી

ન્યાયાર્જિત કહેવાતી નથી, કારણ કે બીજાના (વણકરાદિના) વ્યવસાયને ધક્કો પહોચાડીને (અર્થાત્, અન્ય વર્ણના વ્યવસાયને હાથમા લઈને) મેળવેલુ એ ધન છે કોઈનુ પેટિયુ છીનવી લઈને ભરેલા બધા જ પટારાઓ પર શાસ્ત્રજ્ઞો અન્યાયાર્જિતનુ લેબલ મારી દે છે જેવા પ્રકારના ધનને ન્યાયોપાર્જિત કહ્યુ છે તેવા ધનને જ જો ગૃહસ્થો ઉપાર્જ્ય માનીને વર્તે તો વ્યવસાય-સાકર્યમૂલક ગરીબી-બેકારી-બિમારી-ભૂખમરો વગેરે અગણિત સામાજિક-આર્થિક-સાસ્કૃતિક મહાવ્યાધિઓના ઔષધ થઈ શકે સર્વજ્ઞના સિદ્ધાતો કયા ક્ષેત્રમા માર્ગદર્શક નથી બનતા ? એ સવાલ છે

આવા ન્યાયોપાર્જિત ધનને પણ પાછુ ઘરના પોષ્યવર્ગના પોષણને ધક્કો લગાડ્યા વિના દીન-તપસ્વી આદિ અનુકપા/ભક્તિના પાત્રમા અપાય તે મહાદાન મહાદાન પછી ઉત્તમ દેવાર્ચન, અવસરે ગુરુસેવાની વાત કરી છે મહાદાન આદિ બધી કરણીઓને લોકોત્તરતત્ત્વની સપ્રાપ્તિ કહી છે આમ આગમવચનપરિણતિ એ જ લોકોત્તરતત્ત્વસપ્રાપ્તિ રૂપે અહીં ઈષ્ટ છે તેમ છતા તે આગમવચનપરિણતિ ઉક્ત ક્રિયાઓમા વણાયેલી જણાય છે તેથી તે તે ક્રિયાઓને જ લોકોત્તરતત્ત્વસપ્રાપ્તિ કહી આ સપ્રાપ્તિ સકલક્રિયાસાપેક્ષ હોય છે બીજા યોગોને સીદાવી નાખે એવા સત્કાર્યને પણ 'લૌકિક' કહીને ગ્રન્થકારે સર્વ યોગો પ્રત્યેના અબાધ્યબાધકભાવ પર ભાર મૂક્યો છે માર્ગાનુસારિ કક્ષામા પણ 'ત્રિવર્ગ અબાધા' જણાવી છે

**(૬) જિનભવન ષોડશક** - દહેરાસર બધાવનાર વ્યક્તિ કેવી હોવી જોઈએ ? દહેરાસર માટે ભૂમિ કેવી હોવી જોઈએ ? દહેરાસર માટે લાકડુ વગેરે સામગ્રી કેવી હોવી જોઈએ ? શિલ્પી-કારીગરો વગેરે પાસે ઓછા પૈસે વધુ કામ ન લેવુ, સામગ્રી લાવનારા માણસો પાસે (કે બળદગાડા વગેરેમા સામગ્રી આવતી હોય તો પશુ પાસે) અધિક ભાર ન ઉપડાવવો, તે સામગ્રી લાવતી વખતે શુકન પણ જોવા વગેરે વાતોનો અહીં અધિકાર છે દહેરાસરોના કારીગર માટે અહીં 'ધર્મમિત્ર' શબ્દ વાપર્યો છે, કે જે ઘણો સૂચક છે (શ્રીકલ્પસૂત્રમા પણ સેવકવર્ગ માટે 'કૌટુબિક પુરુષ' પદનો પ્રયોગ કર્યો છે તેમ )

'દેરા બધાવવામા લાખ્ખો-કરોડોના ધૂમાડા થાય છે' - આ આજની સુધરેલી ગણાતી નવી પેઢીના મસ્તિષ્કમા રમતુ એક સુભાષિત (કે કુભાષિત !) છે 'આવા ધાર્મિક કાર્યોમા લાખ્ખો-કરોડો રૂપિયાના ધૂમાડા કરવા કરતા તો મોટા ઉદ્યોગો ખોલવા જોઈએ કેટલા બધાને રોજગારી મળી રહે !' આ પેલા સુ (!)ભાષિત ઉપરનુ ભાષ્ય એવુ કહી શકાય સૌ પ્રથમ તો એ વાત સમજવાની જરૂર છે, કે સર્વજ્ઞકથિત ધર્મકાર્યો (Spiritual Affairs) કઈંક અશે સામાજિક કાર્યાત્મક (Semi-Social Affairs) હોય જ છે એ ડાઈમેન્શનથી જોતા આવડે એવી દૃષ્ટિ જોઈએ મદિર નિર્માણ પાછળ ખર્ચાતા લાખ્ખો-કરોડો રૂપિયામાથી લગભગ મોટા ભાગની રકમ તો સલાટ-મજુર-સોમપુરા વર્ગને મળે છે એક આખી શિલ્પી કોમ આવા દેવાલયોના આધારે પેઢીઓથી નભતી આવી છે - એ સત્ય 'ઉદ્યોગ' અને 'રોજગારી'ની બૂમો મારનારાને નથી વચાતુ અને હજારો-લાખોની રોજગારી છીનવી લીધા પછી જ સ્થાપી શકાતા આજના યત્રાધારિત ઉદ્યોગોમા તેવાઓને રોજગારીની ઉજળી તકોના દર્શન થાય છે ! **आश्चर्यं किमतः पर !!** એક આખી કોમની જીવાદોરી બનતા, દોડતી જીદગી જીવનારાઓને તમામ ઉચાટમાથી ઉચકીને ઘડીક શાતિ આપતા અને જીવનના ખરા લક્ષ્યને આલબનરૂપે રજુ કરતા આવા દેરા એ ધનનો ધૂમાડો છે, કે પછી દર વર્ષે અબજોની કિમતના સાચા મોતી રૂપી ધન મધ્યપૂર્વના દેશોમા ધકેલી દઈને બદલામા મેળવેલી ખનિજ સપત્તિનો વાહનો મારફત ધૂમાડો કરવો એને ધનનો ધૂમાડો કહેવો ? દેરા બધાવવાના અનુષ્ઠાનને ધનનો ધૂમાડો કહેનારા વર્ગને જ્યારે દેરા બધાવવાના અનુષ્ઠાનને 'ભાવયજ્ઞ' અને 'વશતરકાડ' = 'આખા વશને ઉદ્ધારનાર' જેવા શબ્દથી નવાજનારા શાસ્ત્રકાર વર્ગ સામે બેસાડીએ ત્યારે વ્હેતિયા અને વિરાટ વચ્ચેનો વૈચારિક તફાવત અનાયાસે દૃષ્ટિગોચર થઈ જાય છે એકનુ જગત્ આર્થિક પરિઘ વચ્ચે સમાયેલુ છે જ્યારે બીજાનુ જગત્ આધ્યાત્મિક પરિઘ વચ્ચેનુ છે

**(૭) જિનબિબ ષોડશક** - 'વિષમકાળ જિનબિબ જિનાગમ ભવિયણકુ આધારા' આ કાળે તરવાના મુખ્ય બે જ સાધનો (૧) જિનબિબ અને (૨) જિનાગમ સ્થાપનાનિક્ષેપની આપણે ત્યા જ આટલી બધી મહત્તા છે એવુ નથી વ્યવહારમા પણ ગેરહાજર વ્યક્તિ પરત્વેની લાગણીઓને ઠાલવવાનુ મુખ્ય સાધન તેની આકૃતિ-પ્રતિકૃતિ-છબી જ બને છે એકના એક દિકરાના આકસ્મિક મૃત્યુ બાદ તેના વિરહની આગમા શેકાતી 'મા' ને મન થોડુક પણ આશ્વાસન મળે છે તે સદ્ગતની છબી દ્વારા હૃદયના ઓપરેશન કરવામા નિષ્ણાત ગણાતા ડોકટર્સ પણ હૃદયના ચિત્રાકન (Diagrams) ઉપર જ ભણીને તૈયાર થયેલા હોય છે ખેતરની વચ્ચે રહેલો 'ચાડિયો' એ આકૃતિમાનવ હોવા છતા ભાવમાનવનુ કઈંક કાર્ય તો કરે જ છે ટુકમા, વ્યક્તિથી થનારૂ કાર્ય તેની આકૃતિથી પણ થઈ શકે છે બિભત્સ તસ્વીરો-આકૃતિઓ જો વ્યક્તિની અદર રહેલી મલિન વાસનાઓને ઉદ્દિપ્ત કરી શકતી હોય તો પ્રશમરસપૂર્ણ પરમાત્માનુ બિબ અતસ્તલમા સમત્વ-વીતરાગત્વ વગેરે સદ્ગુણોને ખીલવવાનુ કાર્ય કેમ ન કરી શકે ? ટેલિવિઝનના માધ્યમના કારણે અશ્લીલ દર્શન જ્યારે

મર્યાદાઓની દીવાલ તોડી નાખતુ હોય ત્યારે જન સામાન્યના માનસપટ પર કરી શુદ્ધિનુ રેખાકન કરે છે જિનબિબ-દર્શન સતત કુસસ્કારોના વાઈરસ વચ્ચે જીવન ગાળતા નિમિત્તવાસી માનવ માટે એન્ટીવાઈરસ ઈન્જેક્શનનુ કામ કરે છે જિનબિબ-દર્શન ! સુવર્ણાદિ ઉત્તમ દ્રવ્યની પ્રતિમા ભરાવવી એ શ્રાવકનુ કર્તવ્ય છે આ પ્રકરણમા જિનબિબ ભરાવવાની વિધિ, ફળ વગેરે બાબતો પર પ્રકાશ પાથર્યો છે સૌપ્રથમ તો બિબના ઘડવૈયા શિલ્પી વ્યસનમુક્ત હોવા જોઈએ આવા શિલ્પીનુ અત્યત સુદર બહુમાન-સમર્પણ આદિ કરવાનુ કહ્યુ છે એટલી હદ સુધી કે શિલ્પી વિષે અપ્રીતિ કરવી એ તત્ત્વત પ્રભુ પ્રત્યેની અપ્રીતિ કહી પ્રતિમા ભરાવવાનુ ફળ જણાવતી વખતે મનોભાવને પ્રાધાન્ય અપાયુ છે જેટલા ઉંચા દ્રવ્યમાથી પ્રતિમા ભરાવી તેટલુ ઉંચુ પુણ્ય-આવુ ઉપલકિયુ ગણિત નથી 'જેટલા પ્રમાણમા ભાવ ભળે તેટલા પ્રમાણમા ફળ મળે' નુ સમીકરણ અપાયુ છે અને આ ભાવધારામા વચ્ચે ક્યાય વિક્ષેપ-વિચ્છેદ ન થાય તેની ખાસ તકેદારી રાખવાની ટકોર કરાઈ છે, જેથી ફળ પણ સાનુબધ મળે ખરી પ્રામાણિકતા તો એ છે કે બિબ તૈયાર થયા પછી પણ એવો ખુલાસો કરવાનુ વિધાન છે કે 'આ બિબના નિર્માણમા મારા સિવાય અન્યનુ જે કઈ પણ થોડુ ધન અનાભોગથી પણ વપરાયુ હોય તો તેનુ તેટલુ પુણ્ય તેને મળો !' - બિબ નિર્માણ કરાવતી વખતે જેવો ભાવ (આશયવિશેષ) રાખવાનુ કહ્યુ છે તેની ત્રણ ઓળખાણ આપી છે (૧) આગમાનુસારી આશય હોય (૨) આગમવેત્તાઓની ભક્તિ વગેરેથી તેની આગમાનુસારિતા જણાઈ જતી હોય (૩) બિબનિર્માણ વગેરે પ્રવૃત્તિ કરતી વખતે આગમનુ સ્મરણ જેમા ભળેલુ હોય તેવા આશયવિશેષથી વિશેષ લાભ થાય અહીં ૩જી કલમ બહુ માર્મિક અને મનોવૈજ્ઞાનિક છે સામાન્યથી આપણી સમજ એવી હોય છે કે શ્રવણ પછીનો તબક્કો એટલે આચરણ પણ અહીં શ્રવણ અને આચરણ વચ્ચે 'સ્મરણ' નો તબક્કો જરૂરી જણાવ્યો છે શ્રવણના વિષયને આચરણનો વિષય બનાવતી વખતે તેને સ્મરણનો વિષય બનાવી લેવો આ રીતે આગમસ્મૃતિપૂર્વક પ્રવૃત્તિ થતા આગમબહુમાન સતત જળવાઈ રહેવાથી તે અનુષ્ઠાન અત્યત પાવરધુ બને છે

**(૮) પ્રતિષ્ઠા ષોડશક** - જિનપ્રતિમાની થતી પ્રતિષ્ઠાનુ સ્વરૂપ, પ્રકારો, હેતુ આદિની પ્રરૂપણા કરી છે પ્રથમ જ શ્લોકમા જણાવ્યુ છે કે દશ જ દિવસમા પ્રતિષ્ઠા થઈ જવી જોઈએ મૂળકારશ્રીએ પ્રતિષ્ઠાના- વ્યક્તિપ્રતિષ્ઠા, ક્ષેત્રપ્રતિષ્ઠા અને મહાપ્રતિષ્ઠા એવા ત્રણ ભેદ લક્ષણપૂર્વક જણાવ્યા છે અહીં એક તાત્ત્વિક વાતની ખૂબ માર્મિક ચર્ચા છે કે પારમાર્થિક પ્રતિષ્ઠા કઈ ? તેની સ્પષ્ટ ચર્ચા કર્યા બાદ સ્વાત્મામા આત્મગુણો (વીતરાગત્વાદિ) ની સ્થાપનાને જ તાત્ત્વિક પ્રતિષ્ઠા કહી છે

**(૯) પૂજા ષોડશક** - અહીં ન્યાયાર્જિત ધન દ્વારા વિધિપૂર્વક પરમાત્માની પૂજા કરવાની વાત કરી છે પૂજાના પચોપચાર, અષ્ટોપચાર વગેરે અનેક પ્રકારો જણાવ્યા છે પ્રભુના શરીર, આચાર અને ગુણોથી ગર્ભિત ઉત્તમ સ્તોત્રો દ્વારા સ્તોત્રપૂજા કરવાની વાત જણાવી છે **ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્રના** પ્રથમ પર્વમા ગ્રન્થકારે શ્રી આદિનાથ ભગવાનના શરીરનુ અદ્ભુત વર્ણન કરતા આશરે ચાલીસ કરતા પણ વધુ શ્લોકો મૂક્યા છે તાત્પર્ય એ છે કે લોકોત્તર પુરુષોનુ બધુ જ લોકોત્તર હોય છે શરીર પણ લોકોત્તર, આચાર પણ લોકોત્તર અને ગુણો પણ લોકોત્તર મહો વિનયવિજયજી રચિત **'શ્રીજિનસહસ્રનામ-સ્તોત્ર'** જેવા પદલલિત કાવ્યકુસુમોથી થતી સ્તોત્રપૂજા ભક્તને કેવો ગદ્ગદિત કરી મૂકે છે ? તે શબ્દજન્ય અભિવ્યક્તિ કરતા સ્વઅનુભૂતિથી જ વધુ સમજાય તેમ છે મૂળકારશ્રીએ પૂજાના અન્ય ત્રણ પ્રકારો પણ જણાવ્યા છે (૧) કાયયોગપ્રધાન પૂજા, (૨) વચનયોગપ્રધાન પૂજા અને (૩) મનોયોગપ્રધાન પૂજા ત્રણેય પૂજાના ફળ યથાક્રમ વર્ધમાન ભાવે જણાવ્યા છે (૧) વિઘ્નોપશમન, (૨) અભ્યુદય, (૩) નિર્વાણ એક જ કપનીમા કામ કરવા છતા પણ કાયયોગપ્રધાન વ્યાપારવાળા મજૂર કરતા વચનયોગપ્રધાન વ્યાપારવાળા સેલ્સમેનને - અને તેના કરતા પણ મનોયોગપ્રધાન વ્યાપારવાળા મેનેજરને વધુ પગાર મળતો હોય છે

યોગની પ્રાપ્તિના આધારે વિચારીયે તો પણ જણાય છે કે કાયા, વચન અને મનના યોગો ઉત્તરોત્તર અધિક પુણ્યથી પ્રાપ્ય છે 'વનસ્પતિમા જો જીવ છે તો પૂજામા પુષ્પ વગેરેનો ઉપયોગ શી રીતે થઈ શકે ?' સદીપુરાણી આવી દલીલો સામે જિનપૂજામા સ્વરૂપહિસા જણાવીને ગૃહસ્થની કક્ષામા તેને ઉપાદેય જણાવી છે હા, સાધુકક્ષામા તે ઉપાદેય નથી સ્વય બીજો ખોરાક લઈ શકવા અસમર્થ નવજાત શિશુ સ્તનપાન કરે પણ એ જ શિશુ થોડી વિકસિત અવસ્થાને પામે પછી સ્તનપાન તેને માટે જરૂરી નથી આથી દ્રવ્યસ્તવ માટે શ્રમણો અધિકારી નથી તેમા તેઓની વિકસિત કક્ષા કારણ છે અને યથોચિત જિનપૂજાને સદનુષ્ઠાનનુ કારણ કહીને પ્રસ્તુત અધિકારનુ સમાપન કર્યું છે

**(૧૦) સદનુષ્ઠાન ષોડશક** - અહીં પ્રીતિ, ભક્તિ, વચન અને અસગ એ ચાર પ્રકારના સદનુષ્ઠાનની વાત કરી છે આ અનુષ્ઠાનની ક્રમશ ચઢિયાતી અવસ્થાઓ છે શરૂઆત પ્રીતિથી થાય યોગીરાજ શ્રી આનદઘનજી કૃત ચોવીશીનુ

પ્રથમ સ્વતન જુઓ - 'ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરો રે, ઔર ન ચાહુ રે કત ' પ્રીતિ અનુષ્ઠાનથી શરૂઆત કરીને એ ચોવીશીમા ચડતા ક્રમે છેલ્લે અસગ અનુષ્ઠાન સુધીની વાત ગર્ભિત રીતે કરાઈ છે

માનવમનની પ્રકૃતિ જોતા એમ લાગે છે કે આ ચારે અનુષ્ઠાનોનો ક્રમ ખૂબ વૈજ્ઞાનિક છે અનાદિની પુદ્ગલપ્રીત એમ કાઈ જલ્દી છૂટી ન શકે તેથી અદ્ભુત ચતુરાઈથી શાસ્ત્રજ્ઞોએ પ્રીત રહેવા દઈને તેના પાત્ર-પરિવર્તનનો ઉપાય બતાવ્યો પુદ્ગલમાથી ખસીને મન હવે પ્રભુમા પ્રીતિ કરતુ થયુ પ્રીતિમાથી ભક્તિ જામે છે પ્રીતિઅનુષ્ઠાનમા પ્રભુ પ્રિય લાગે પછી ભક્તિઅનુષ્ઠાનમા પ્રભુ પૂજ્ય લાગે પ્રાથમિક બે અનુષ્ઠાનો વચ્ચેની પાતળી ભેદરેખાને ગ્રન્થકારશ્રીએ પત્ની અને માતાના ઉદાહરણથી સમજાવી છે પત્ની પ્રત્યે (પતિને) પ્રેમ હોય, માતા પ્રત્યે ભક્તિ હોય આ બન્ને અનુષ્ઠાનો વચ્ચે પણ આવી જ પાતળી ભેદરેખા છે આગમસ્મરણપૂર્વક થાય તે વચન-અનુષ્ઠાન અને આગમવચન-સ્મરણથી પડેલા સસ્કાર માત્રથી (સ્મરણ વિના જ) જે થાય તે અસગ અનુષ્ઠાન વચન-અનુષ્ઠાનની અભ્યસ્ત દશા = અસગ અનુષ્ઠાન સાયકલસવાર પગથી પેડલ મારે ત્યારે ગતિ થાય પછી પેડલ ન મારવા છતા પણ ગતિ ચાલુ રહે છે આદ્યગતિ એ વચનાનુષ્ઠાન, ઉત્તરકાલીન ગતિ તે અસગાનુષ્ઠાન આ ચાર અનુષ્ઠાનોની ક્રમિક પ્રાપ્તિ એટલે - પ્રીતિથી શરૂઆત કરીને સહજાવસ્થા સુધીની યાત્રા સપ્રસગ મૂલકારશ્રીએ ચાર અનુષ્ઠાનોમા પાચ પ્રકારની ક્ષમાની સગતિ બતાવી છે ઉપકારક્ષમા, અપકારક્ષમા, વિપાકક્ષમા, વચન-ક્ષમા અને સ્વભાવ (ધર્મ)-ક્ષમા ત્યાર બાદ શ્રુતજ્ઞાન, ચિતાજ્ઞાન અને ભાવનાજ્ઞાનના અધિકારીની પ્રરૂપણા કરી છે અયોગ્યને વાચના-માડલીમા પ્રવેશ આપનાર ગુરુને વધુ ગુન્હેગાર કહ્યા છે છેલ્લા ચાર પૂર્વના વિચ્છેદની સભાવના છતા શ્રી ભદ્રબાહુસ્વામીએ શ્રીસ્થૂલિભદ્રસ્વામીજીને તે શ્રુત(અર્થથી) ન જ આપ્યુ તેનુ રહસ્ય આ તથ્યમા પડ્યુ છે સિહણના દૂધ જેવા સર્વજ્ઞકથિત સિદ્ધાતો સુવર્ણપાત્ર સમાન યોગ્ય જીવો જ ઝીલી શકે, બીજાનુ અહીં ગજુ નહીં

**અગ્યારમા ષોડશકમા** શ્રુતજ્ઞાનનુ લિગ-શુશ્રૂષા, શ્રુત-ચિતા-ભાવનાજ્ઞાનનુ સ્વરૂપ, તેનો વિષયવિભાગ વગેરે બાબતો પર પ્રકાશ પથરાયો છે

**બારમા ષોડશકમા** દીક્ષાના અધિકારી, નામન્યાસ એ જ મુખ્ય દીક્ષા છે, નામનો ઉદ્દેશ શુ વગેરે બાબતો વણી લેવામા આવી છે **તેરમા ષોડશકમા** ગુરૂવિનયાદિ સ્વરૂપ સાધુક્રિયાઓની વાત કરી છે તેના ઉપસહારમા મૈત્ર્યાદિ ભાવનાઓના ચાર-ચાર ભેદો, ચાર પ્રકારના યોગીની વ્યાખ્યા વગેરે જણાવેલ છે **ચૌદમા ષોડશકમા** સાલબન-નિરાલબન ધ્યાન યોગની વાત કરી છે ધ્યાનના અધિકારી તરીકે પ્રવૃત્તચક્રયોગીને જણાવ્યા છે દિવસ-રાત અનુષ્ઠાનસમૂહમા (= યોગચક્રમા) પ્રવૃત્ત હોય, ઈચ્છાયમ અને પ્રવૃત્તિયમને સાધનારા હોય અને સ્થૈર્યયમ-સિદ્ધિયમની તીવ્ર ઈચ્છાવાળા હોય, તેવાઓને પ્રવૃત્તચક્રયોગી કહ્યા છે અને તેવાઓના જ ધ્યાનયોગને અધિકૃત ગણી પ્રશસ્ત મનાયો છે ક્રિયામાર્ગમા પ્રવૃત્ત થયા વિના આજકાલ સીધા જ ધ્યાનયોગી બની જવાની પ્રવૃત્તિ કેટલીક જગ્યાએ પ્રવર્તમાન થતી દેખાય છે તેના ઔચિત્ય-અનૌચિત્યનુ પર્યાલોચન કરવા જેવુ છે આ ઉપરાત યોગમા ટાળવા યોગ્ય ખેદ-ઉદ્વેગાદિ આઠ દોષોની માહિતી આપી છે મૂળકારશ્રીએ સ્વરચિત શ્રીયોગદષ્ટિસમુચ્ચય ગ્રન્થમા પણ આની ઉપર આશિક પ્રકાશ પાથર્યો છે **પદરમા ષોડશકમા** ધ્યેયનુ સ્વરૂપ જણાવ્યુ છે સાલબન ધ્યાનના વિષયરૂપે ભગવાનના સ્વરૂપની ચિતના થઈ શકે તેથી ૨૧ વિશેષણોથી તેનુ સ્વરૂપ જણાવ્યુ છે નિરાલબન ધ્યાનયોગમા જેની ચિતના થઈ શકે તેવા શુદ્ધ આત્મસ્વરૂપનો ૨૩ વિશેષણોથી સુદર પરિચય કરાવ્યો છે **અતિમ સોળમા ષોડશકમા** યોગના ફળની પ્રરૂપણામા મૂલકારશ્રીએ દાર્શનિક વિષયોને આવરી લીધા છે મોક્ષ, પરિણામી આત્મા, કર્મનો વિચાર કરતા અદ્વૈતવાદ વગેરેની સમીક્ષા કરવામા આવેલ છે ઉપસહારમા અન્ય દર્શનીના આગમો પર પણ દ્વેષ ન કરવાની પ્રેરણા કરાઈ છે કારણ કે અન્યદર્શનીના આગમોમા રહેલ સારા વચનો ભગવદ્વચન રૂપ જ છે અતે તત્ત્વ અગે અદ્વેષ વગેરે અષ્ટાગની પ્રવૃત્તિ જણાવીને ગ્રન્થફલોપદેશ તથા ગ્રન્થરચનાનુ પ્રયોજન બતાવીને મૂળ ગ્રન્થ પૂર્ણ કર્યો છે

રસપ્રદ ભોજન પતી ગયા પછી પીરસાતા સ્વાદુ તાબોલની જેમ ગ્રન્થકારશ્રીએ ગ્રન્થાન્તે બહુશ્રુતવ્યક્તિ પાસે (= ગુરુગમથી) ધર્મ શ્રવણ કરવાની પ્રેરણા કરી છે બાલ-મધ્યમ ને પડિત કક્ષાના જીવોથી શરૂ થયેલો ગ્રન્થનો વિષયવિભાગ અતે નિરાલબન ધ્યાનયોગ અને તત્ફલરૂપ મોક્ષમા પર્યવસિત થાય છે

શ્રી ષોડશક પ્રકરણના વિષયો અષ્ટકજી, ધર્મબિદુ, પચાશકજી, લલિતવિસ્તરા, યોગદષ્ટિસમુચ્ચય, યોગબિદુ, યોગશતક વિશતિવિશિકા, ચૈત્યવદન મહાભાષ્ય, ઉપદેશપદ, ઉપદેશરહસ્ય, દ્વાત્રિશદ્ દ્વાત્રિશિકા, ધર્મસગ્રહ, અધ્યાત્મસાર, અધ્યાત્મ ઉપનિષત્, પ્રતિમાશતક વગેરે અનેક ગ્રન્થોમા પણ ગુથાયેલા છે

## શ્રુતરક્ષા- એક મહત્ત્વનુ કર્તવ્ય

જૂના કાળમા આગમાદિ શ્રુતવારસો મૌખિક રીતે જ અપાતો પણ કાળક્રમે ઘટતી જતી સ્મૃતિ-ધૃતિશક્તિને ધ્યાનમા લઈને શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના વખતથી શ્રુતનુ ગ્રન્થસ્થીકરણ શરૂ થયુ લહિયાઓ દ્વારા ટકાઉ તાડપત્રો ઉપર આ કાર્ય થતુ

શ્રુતલેખન એ શ્રુતભક્તિનુ એક મહત્ત્વનુ પાસુ બની ગયુ 'पुत्थयलिहण' ને શ્રાવકના કર્તવ્યરૂપે નિર્દિષ્ટ કરવામા આવ્યુ સ્વય શ્રી હરિભદ્રસૂરિ મ એ સ્વરચિત શ્રી યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રન્થમા યોગબીજો જણાવ્યા છે, જેમા શ્રુતલેખનનો પણ સમાવેશ છે આજે પણ ૩૦૦-૪૦૦ વર્ષો જૂની હસ્તપ્રતો (મહો જી લિખિત હસ્તપ્રતો વગેરે) મળે છે જેસલમેર-પાટણ-ખભાત વગેરે સ્થળોએ આના અલગ વિશાળ જ્ઞાનભડારો છે પછી આવ્યો યન્ત્રયુગ પ્રેસયુગ લહિયા પાને જેટલા સમયમા એક પ્રત તૈયાર થાય તેના કરતા અલ્પતમ સમયમા જ હજારો પ્રતો છપાઈને તૈયાર થઈ જાય ! અધ્યયનાર્થીઓને બધા ગ્રન્થો બધે સુલભ બની શકે શ્રુતરક્ષાના ઉદ્દેશથી આજે કદાચ આને એક અનિવાર્ય અનિષ્ટ માની લઈએ તો પણ જર્જરિત બની રહેલી લેખનકળાને પુનર્જીવિત કરવાની દિશામા પણ પ્રયાસો હાથ ધરાય એ ખૂબ જરૂરી છે, કારણ કે સગવડતાવાદી વિજ્ઞાનનો એક મોટો અભિશાપ એ છે કે, તે ઘણી બધી કળાઓનો નાશ કરી દે છે પ્રેસયુગ એ શ્રુતલેખન અને લહિયાઓ માટે મૃત્યુઘટ પૂરવાર ન થાય એ જોવુ કર્તવ્ય બની રહે છે હા, હસ્તપ્રતો અને છપાયેલા ગ્રન્થોના આયખામા ય ઘણુ અતર છે હસ્તપ્રતો સૈકાઓમા જીવે છે, જ્યારે છપાયેલા ગ્રન્થો દાયકાઓમા ! આવરદાનો આ તફાવત પણ શ્રુતરક્ષાર્થે હસ્તલેખનને ફરી ધબકતુ કરવા પ્રેરણાદાયી બની રહેશે

## કલ્યાણકન્દલી અને કલ્યાણકન્દલીકાર

નવનિર્મિત ટીકામા ઉડીને આખે વળગે એવી ત્રણ વિશેષતાઓ મને જણાઈ (૧) ભરચક (૫૬૦ થી વધુ [1]**શાસ્ત્રોના ૩૨૦૦ થી વધુ [2]શાસ્ત્રપાઠો**) શાસ્ત્રસદર્ભો ટાકવાપૂર્વક સ્વકીયવક્તવ્ય પ્રતિપાદન (૨) ભરપૂર પદાર્થગ્રહણ (૩) ખૂબ જ રસાળ, પ્રૌઢ અને તર્કપુરસ્સર રજુઆત શૈલી કેટલાક સ્થાનોએ મહોપાધ્યાયજીના ભાષાસક્ષેપના તાળા ખોલીને અસક્લિષ્ટ પદાર્થો બ્હાર કાઢ્યા છે તો કેટલાક સ્થાને મૂળની એકાદ પક્તિના આધારે સ્વકીય મીમાસા પણ કરી છે કેટલાક સ્થાનવિશેષોના અતિદેશ કરી દઉ -

○ બાલ-મધ્યમ-બુધ જીવોના, ૩-૩ લક્ષણો, ○ કુશીલનુ સ્વરૂપ, ○ દેશકાલાનુરૂપ દેશના પ્રદાનની છણાવટ, ○ સમરસાપત્તિનુ વિસ્તૃત નિરૂપણ, ○ જનપ્રિયત્વ ગુણનુ સુદર મૂલ્યાકન, ○ દૃષ્ટિસમોહ દોષની સમોહક સમજણ, ○ કાલ સ્વતત્ર દ્રવ્ય છે કે નહીં તેની વિચારણા, ○ શ્રમણોની પ્રાચીન વસતિ-વ્યવસ્થાની વિચારણા ○ ૐકાર અને મન્ત્રનુ સ્વરૂપ, ○ દ્રવ્યપૂજામા નિરવદ્યતાની સ્થાપના, ○ અયોગ્ય દીક્ષાને વસન્તરાજની જે ઉપમા અપાઈ છે તેનુ સુદર સ્પષ્ટીકરણ, ○ ધ્યાનસ્વરૂપની મીમાસા, ○ યોગભ્રષ્ટત્વનુ સ્વરૂપ, ○ સવિપક્ષિક વ્યવસ્થાનુ રહસ્ય, ○ સ્વાભાવિક સુખસ્વરૂપનુ પ્રકાશન, ○ તથાભવ્યત્વમીમાસા ○ જ્ઞાન-ક્રિયાનયમતનો વિચાર

ગ્રન્થવિષયનો વાસ્તવિક પરિચય વિસ્તૃત વિષયમાર્ગદર્શિકા દ્વારા થઈ શકશે તીવ્ર ક્ષયોપશમ, વિશાળ વાચન, અપૂર્વ ગુરુકૃપા અને સખત પુરૂષાર્થ, બધા જ પરિબળો કેટલા પાવરધા હશે કે **પૂ મુનિરાજ શ્રી યશોવિજયજી મ સા** દ્વારા પોતાના દીક્ષાજીવનના માત્ર ૧૨ મે વર્ષે જ આવી દળદાર રચના થઈ રહી છે આ પૂર્વે પણ **ભાષારહસ્ય-સ્યાદ્વાદરહસ્ય-વાદમાલા-ન્યાયાલોક** જેવા કઠિન ગ્રન્થો ઉપર હજારો શ્લોક પ્રમાણ ટીકાઓનુ નિર્માણ તેઓ કરી ચૂક્યા છે "History repeats itself" (ઈતિહાસ સ્વત પુનરાવર્તનશીલ છે) આ ઉક્તિને સાચી માની લઈએ તો 'ત્રણ સૈકા બાદ એક નવા મહોપાધ્યાયજી જૈન સઘને મળી રહ્યા છે'-એવુ માની શકાય ખરૂ તેમની દીક્ષા વખતે નામન્યાસ કરનાર દીક્ષાગુરૂ અત્યત પુરોદર્શી હતા કે પછી થયેલા નામન્યાસની નીપજ રૂપે આવા ગ્રન્થો એક પછી એક સર્જાતા જાય છે ? એ બાબતમા વિનિગમનાવિરહ જણાવાથી ઉભયને કારણ માની લેવામા જ સલામતિ છે અત્યત બહુશ્રુત વિદ્વાનોની પક્તિમા બહુ નાની ઉમરમા બેસી શકે તેવી કક્ષાને પ્રાપ્ત કરી ચૂકેલા આ મુનિરાજશ્રી દ્વારા હજી આવા અનેક ગ્રન્થરત્નો આલેખાશે એવી

૧ જુઓ ભાગ-૨, પરિશિષ્ટ-૪ । ૨ જુઓ ભાગ-૨, પરિશિષ્ટ-૬

આગાહી, વગર જ્યોતિષ ભણે માત્ર તેમની અપ્રમત્ત જ્ઞાનસાધનાનો કઈક અશે સાક્ષી બન્યા પછી, કરૂ છુ નૂતન ટીકાકારનો કઈક પરિચય આપ્યા બાદ 'મુનિરાજ શ્રી યશોવિજયજી મ સા મારા-અમારા ખાસ નિકટના વર્ષો જુના કલ્યાણમિત્ર છે' એવુ કહેવાથી મારી જાતને પણ ગૌરવાન્વિત થયેલી જોઉ છુ

અને હા ! રતિદાયિની ગુર્જર વિવેચનામા પણ પદાર્થોની બહુ સારી સ્પષ્ટતા તેઓશ્રીએ કરી છે, જે દરેક ગાથાના 'વિશેષાર્થ' ને વાચતા જાણાઈ આવશે મનોયત્ન કરવાથી પદાર્થો ઉપસ્થિત રહે એવા શુભાશયથી દરેક ષોડશકનો સ્વાધ્યાય (Exercise) અને કલ્યાણકન્દલીની અનુપ્રેક્ષા પણ તેમણે સાથે રજુ કરેલ છે સસ્કૃત ભાષાના અનભિજ્ઞ છતા વ્યુત્પન્ન શ્રાવકવર્ગ પણ આ પ્રકાશનથી ખૂબ ખૂબ લાભાન્વિત થશે

જૈનદર્શનના એક પ્રચલિત ગ્રન્થને અને તદ્‌ગતપદાર્થોને હજારો નવી આખો અને કાનો સુધી પહોચાડવાનુ પુણ્ય કાર્ય આ સર્જન કરશે જ એવો આત્મવિશ્વાસ છે

પરમ પવિત્ર શ્રીજિનાજ્ઞા વિરુદ્ધ કઈ પણ લખાયુ હોય તો અત કરણપૂર્વક મિચ્છામિ દુક્કડમ્ !

✍ **મુનિ ઉદયવલ્લભવિજય**
વિ સ - ૨૦૫૨ કાર્તિકી પૂર્ણિમા
શ્રી કરમચદ જૈન પૌષધશાળા
ઈર્લા (મુબઈ)







# संशोधकीय वक्तव्य

समतिपवित्तिमव्वा आणावज्झनि भवफला चेव ।
तित्थगरुद्देसेण वि ण तत्तओ मा तदुद्देसा ॥ पचाशक ८/१३॥

ग्रन्थकार - स्वबुद्धि से कल्पित ज्ञान-दर्शन-चारित्र की आराधना, शासनप्रभावना आदि सभी प्रवृत्ति भगवान की आज्ञा के विरुद्ध होने से ससारवर्धक ही है । तारक तीर्थकर के उद्देश्य से भी कोई प्रवृत्ति अपनी बुद्धि के अनुसार की जाए तो वह भी ससारवर्धक ही होती है, क्योकि तत्त्वत वह तीर्थकर के उद्देश्यवाली प्रवृत्ति ही नही कहलाती है।

इसका तात्पर्य यह है कि शास्त्रसापेक्ष रह कर स्वअधिकार के अनुसार जो प्रवृत्ति है वह ही वास्तव मे रत्नत्रयी की आराधना है ।

सूरिपुरदर श्रीहरिभद्रसूरिजी म का उपर्युक्त कथन बहुत ही मार्मिक है । यह उपदेश बुधविषयक है, क्योकि सूरिपुरदर ने बुध को आज्ञावचन की प्रधानता का उपदेश देना ऐसा बताया है । भगवान् का वचन अगर हृदय मे है तो स्वय भगवान् ही हृदय मे है ।

देखिए — अस्मिन् हृदयस्थे सति हृदयस्थस्तत्त्वतो मुनीन्द्र इति ।
हृदयस्थिते च तस्मिन्नियमात्सर्वार्थससिद्धि ॥२/१४॥

जब कि मध्यम को आचारसूक्ष्मता, गुरुकुलवास, गुरुपारतन्त्र्य आदि का उपदेश देना है, क्योकि बुध की अपेक्षा मध्यम का क्षयोपशम न्यून होता है । इसलिए आज्ञा की सूक्ष्मता को वह आत्मसात् नही कर पाएगा (देखिए दूसरा षोडशक)। जब कि आचारसूक्ष्मता एव गुरुपारतन्त्र्य आदि के उपदेश से योग्यतानुसार मध्यम जीव भी आज्ञा की सूक्ष्मता को ग्रहण करने लायक बन पाएगा । अर्थात् - कालक्रम से बुध हो पाएगा । सूरिपुरदर के उपर्युक्त पचाशक के पाठ का सवादक पाठ दर्शनशुद्धि प्रकरण मे मिलता है ।

मोत्तूण भावत्थय जो दव्वत्थए पवट्टए मूढो ।
सो साहूवत्तत्थो गोयम अजओ अविरओ य ॥ दर्शनशुद्धिप्र मार्गतत्त्व - १५ ॥

जो साधु भावस्तव (सयम) का विचार किए विना द्रव्यस्तव मे प्रवृत्ति करता है वह अविरत (गृहस्थ) कहलाता है । इस ग्रथ मे इस बात को महनिशीथ का पाठ दे कर समर्थन किया गया है एव गाथा १० मे बताया है कि जिनबिम्ब जिनचैत्य, प्रतिष्ठा, वरघोडा, अट्ठाईमहोत्सव, सगीत, नृत्य आदि द्रव्यस्तव कहलाता है । इसलिए साधु को उत्सर्ग से इनमे प्रवृत्ति करना निषिद्ध है । ऐसे साधु को 'बाल' कहा जाता है । अपवाद से प्रवृत्ति सविग्न गीतार्थाधीन है । देखिए इसी ग्रथ मे

इय चइऊणारभ परववएसा कुणइ बालो ॥१६॥

इसी प्रकरण मे यह भी बताया है कि तीर्थकर के उद्देश्य से भी ऐसी सावद्य प्रवृत्ति मे पड कर साधु को मोक्ष-दायक सयम को शिथिल नही करना चाहिए । देखिए —

तित्थयरुद्देसेण वि सिढिलिज्ज न सजम सुगइमूल ॥१७॥

इस बात को आगे इसी प्रकरण मे और स्पष्ट की है । उसे वही से देखे । विस्तार के भय से इतना ही लिखा है । कल्याणकदलीकार ने चैत्यनिर्माण आदि मे प्रवृत्ति करनेवाले साधु को 'बाल' बताया है (पृ ६) उसकी इस पाठ से पुष्टि होती है ।

वर्तमान के विषम युग मे सूरिपुरदर के ग्रन्थो का पठन-पाठन बहुत ही आवश्यक है, क्योकि उनके ग्रन्थ ऐसे मार्मिक वचनो से भरे हुए है । उपर्युक्त कथन तो एक नमूना है । उनके योगदृष्टिसमुच्चय ग्रन्थ मे भी ऐसी मार्मिक बात दृष्टिगोचर होती है । देखिए -

गुरुभक्तिप्रभावेन तीर्थकृद्दर्शन मतम् । समापत्त्यादिभेदेन निर्वाणैकनिबन्धनम् ॥ (यो स.६४) गुरुभक्ति के प्रभाव से तीर्थकर के दर्शन होते है । यही बात दूसरे षोडशक मे भी है । ऐसे ही मार्मिक वचन उनके ग्रन्थो मे उपलब्ध है। स्थानाभावादि के कारण २ ही नमूने बताए है ।

सूरिपुरदर सुप्रसिद्ध हैं । उसका कारण उन्होने ज्ञानसरिता तो क्या ज्ञानसागर ही खडा कर दिया है । जब उनका स्मरण होता है एव उनके साहित्य का विचार करता हूँ तो मै गद्गद हो जाता हूँ ।

हम पामरो पर कितना उपकार किया सूरिपुरंदर ने ! उनका एक एक ग्रथ बहुमूल्य खजाना है । छोटा सा बालक समुद्र का क्या नाप बतावे ? फिर भी मै इतना ही कहता हू कि उनका एकावतारीपना ही उनकी महानता एव प्रामाणिकता का गवाह है । उनका विशेष परिचय प्रस्तुत ग्रन्थ के पठन से हो सकेगा । यह ग्रन्थ अनेक विशिष्टता से भरा हुआ है।

**टीकाकार :-** महामहोपाध्याय श्रीयशोविजयजी म. ने षोडशक पर टीका लिखी है। उनका परिचय मेरे 'भाषा रहस्यप्रकरण' के 'सशोधकीय वक्तव्य' से कर सकते हैं । नजदीक के अप्रतिम विद्वान है, जिनसे विद्वद्वर्ग सुपरिचित है ।

**कल्याणकन्दलीकार :-** शासनमडन मुनिपुगवश्री यशोविजयजी म. का विशेष परिचय मैने भाषारहस्यप्रकरण के 'सशोधकीय वक्तव्य' मे दिया ही है फिर भी जैसे नदी मे बाढ आती है तब नदी के बहार जाते पानी को कोई रोक नहीं सकता वैसे ही उनकी वर्तमान मे बढती हुई अतुल प्रतिभा से प्रभावित होने से मे अपनी लेखनी को रोक नहीं सकता हूँ ।

जब इनके बारे मे, इनके ग्रथो के बारे मे सोचता हूँ, तब आँखे भर जाती है । इतने छोटे पर्याय मे इतना विराट सृजन । वह भी पूर्वमहर्षियो के ग्रन्थ पर ! वर्तमान मे अत्यन्त मोहक एव स्वअहकारपोषक बाह्यप्रभावना, जो तुरत फलदायी (?) लगती है, उसको छोड कर ऐसे कार्य मे डूबकी लगानी आसान नहीं है । शासनराग सीने मे भरा हुआ हो तो ही यह सभव है । ऐसे सयमी ही शासन की शान है और वे ही महामूल्य रत्नो के जौहरी कहलाने लायक है ।

इनके ग्रथो के अवलोकन से पता चलता है कि ये स्वपरदर्शन के एक तलस्पर्शी विद्वान् है । केवल न्याय, व्याकरण, साहित्य आदि का ही तलस्पर्शी ज्ञान नहीं अपितु आगमसिद्धान्त का भी ऐसा ही तलस्पर्शी ज्ञान दिखाई देता है । उनके ग्रन्थो को देख कर वास्तव मे ऐसा ही लगता है कि ये वास्तव मे इस काल के महामहोपाध्यायजी ही है । यह अतिशयोक्ति नही है, क्योकि इनके ग्रन्थो के अवलोकन के बाद तटस्थ वाचक को ऐसा ही प्रतीत होगा । ऐसे तो मेरा इनके प्रत्यक्ष परिचय नही है फिर भी उनके प्रत्यक्ष परिचयवाले अनेक सयमियो के इसी प्रकार के उद्गार है ।

मै ज्यादा तो क्या लिखूँ... कल्याणकन्दली को पढते किसी भी अपरिचित वाचक को तो ऐसा ही प्रतीत होगा कि यह टीका किसी प्राचीन महर्षि की कृति है । इस कृति के लेखक का नाम पढ कर ही पता चलेगा की यह कृति तो नूतन है । बस इससे ही इनके ज्ञान की गरिमा का ख्याल आ जाएगा । अतुल ज्ञान के साथ वर्धमान आयबिल ओली आदि का तप इनकी मुख्य विशेषता है । इनकी ग्रन्थसृजन की गति आश्चर्यकारी है । इतना विशालकाय सृजन इतने अल्प समय मे इनकी गति के साक्षी है । इस अवसर्पिणी काल मे इतना तीव्र क्षयोपशम इनकी पूर्व भव की विशिष्ट ज्ञानोपासना का ही फल प्रतीत होता है ।

ऐसे ही उत्तम ग्रथरत्नो की रचना मे ये लगे रहेगे ऐसी मै कामना करता हूँ, जिससे शासन को बहुत ही लाभ होगा । वर्तमान मे पुरुषार्थ आदि के अभाव के कारण केवल सस्कृत-प्राकृत ग्रथो को पढने की क्षमता मे बहुत ही न्यूनता दिखाई देती है, जिससे जिज्ञासु वाचक इनके साहित्य से वञ्चित न रह जाए इसलिए इनके ग्रन्थो मे हिन्दी या गुजराती विवेचन भी शामिल है । श्रावक वर्ग भी लाभ ले सकते है । प्रस्तुत ग्रथ मे भी विशेषार्थयुक्त रतिदायिनी गुजराती व्याख्या दी गई है ।

इन्होने आत्मीयता के कारण अत्यत अनुनयपूर्वक मेरे पू. गुरुदेव विद्वद्वर्य मुनिपुङ्गव **पुण्यरत्न वि.म** एव मुझे पूरे षोडशक के सशोधनहेतु पत्र लिखा था । परतु विहारादि के कारण समयाभाव होने से हम दोनो स्वीकृति दे नहीं पाए। इसमे हम हमारा कमभाग्य ही समझते है । ऐसे उत्तम लाभ से वचित रहना पडा । केवल प्रथम षोडशक का सपूर्णरूप से सशोधन का लाभ प्राप्त हो सका ।

**कल्याणकन्दली/रतिदायिनी :-** सस्कृत टीका को देखते ही लगता है कि इसमे शास्त्र पाठो की नदी बह रही है। कहाँ-कहाँ से शास्त्रपाठ लाए, वाचक वर्ग पढने से आश्चर्य चकित हो जाएगे । शास्त्र पाठो से कथित वस्तु विश्वसनीय बनती है । जीव ने द्रव्यलिङ्ग अनन्त बार ग्रहण कीए है, ऐसे महोपाध्यायजी के टीकाश (१/६) के समर्थन मे प्रज्ञापना, व्याख्याप्रज्ञप्ति, जीवाजीवाभिगम, पुष्पमाला, धर्मबिन्दु, पञ्चाशक, उपदेशपद, पञ्चवस्तु, उपदेशमाला आदि ग्रन्थो के पाठ दिए हैं ।

शास्त्र पाठो से मूलाश एव टीकाश को विशद भी किया है। जैसे — १/९ मूल एव टीका मे बताया कि गुरुदोष (प्रवचनोपघातादि) मे तत्पर परतु सूक्ष्म दोषो (समितिभगादि) से बचनेवाले एव साधु और श्रावक आदि की निन्दा करने वाले का अनुष्ठान 'अपरिशुद्धानुष्ठान' कहलाता है। कल्याणकदली मे इसके ऊपर अच्छा प्रकाश डाला है। उसमे बताया है कि शासन अपभ्राजना से घोर कर्मबध होता है। उसके लिए अष्टक एव पञ्चाशक के पाठ दीए हैं और दूसरी भी अच्छी चर्चा की है। शासन अपभ्राजना के अच्छे उदाहरण 'रतिदायिनी व्याख्या' मे दीए है।

साधु निन्दा की भयकरता बताने हेतु पुष्पमाला, निशीथभाष्य, निशीथचूर्णि, आचारागटीका, उपदेशमाला आदि के पाठ देकर के बताया है कि साधुनिन्दा करने वाले सम्यक्त्व से भी भ्रष्ट होते है एव उसकी पुष्टि हेतु कलिकाल सर्वज्ञ की साक्षी दी है। इसके बारे मे और भी चर्चा की है। यह तो एक नमूना बताया है। बाकी इस ग्रथ मे इस प्रकार से तात्त्विक विशदीकरण बहुत है। जिससे मूल ग्रन्थ एव टीका के रहस्य उद्घाटित होते है और मूलकार, टीकाकार और कल्याणकन्दलीकार के प्रति बहुमान जागृत होता है।

प्रथम षोडशक की कल्याणकन्दली टीका मे बाल, मध्यम, बुध का विशद विवेचन किया है। साथ मे तीनो की उचित देशना पर भी अच्छा प्रकाश डाला है।

प्रथम षोडशक के सशोधन का लाभ प पू दादागुरुदेव मेवाडदेशोद्धारक आ.म श्री जितेन्द्रसूरिश्वरजी म सा की पावन निश्रा मे वि स. २०५१ के अनुपमजिनबिम्बालङ्कृत सेवाडीग्राम के चातुर्मास मे प्राप्त हुआ एव प्रस्तुत वक्तव्य प पू प्रगुरुदेव युवकजागृतिप्रेरक आ म श्री गुणरत्नसूरिश्वरजी म सा. की पावन निश्रा मे लिखा गया। उन्होने ही अपना अमूल्य समय देकर षोडशक ६/१५ के विषय मे विशेष विचारणा कर के हमे अनुग्रहीत कीए हैं।

विद्वान् मुनिराज श्री उदयवल्लभविजयजी की प्रस्तावना का अवलोकन किया। मुनिश्री ने १६ षोडशको को भी सक्षेप मे स्पष्ट कीए हैं। सशोधन एव वक्तव्य मे अनाभोगादि से शास्त्रविरुद्ध कुछ भी लिखा गया हो तो मिच्छामि दुक्कड।

प्रकटप्रभावी श्रीजीरावला तीर्थ समीपस्थ
निम्बज ग्रामे वि.स २०५२ महा वद १०

- मुनि यशोरत्नविजय.

# સંશોધકીય ઉર્મિ

## ✍ પન્યાસ પ્રવરશ્રી કુલચંદ્ર વિજયજી ગણિવર્ય

પ કુલચદ્ર વિજયગણી તરફથી

શાસનમડન મુનિપુગવશ્રી યશોવિજયજી યોગ્ય

અનુવદના - સુખશાતા

આ સાથે આઠમા ષોડશકનુ લખાણ તપાસીને મોકલેલ છે

તમારી કૃતિને વાચતા પૂર્વધર મહાત્માઓનુ સહેજે સ્મરણ થયુ તમારા જ્ઞાનાવરણના ક્ષયોપશમનો ખૂબ જ સુદર ઉપયોગ કર્યો છે પ્રતિષ્ઠાસ્વરૂપ,, પ્રતિષ્ઠાકારક વગેરે વિશે તમે ખૂબ જ સચોટ છણાવટ કરી છે હજુ આવા પ્રયત્નો દ્વારા સુદર શાસન સેવા કરશો

## ✍ મુનિરાજશ્રી અજિતશેખરવિજયજી મ.સા.

વિદ્વદ્વર્ય મુનિશ્રી

યશોવિજયજી જોગ

સાદર અનુવદના શાતામા હશો

આ સાથે મે મારા ક્ષયોપશમ મુજબ તપાસેલી ત્રીજી ષોડશિકા મોકલી રહ્યો છુ

જુદા-જુદા ગ્રથોની જુદી-જુદી વ્યાખ્યાઓને સગત કરવાનો તમારો પ્રયાસ સ્તુત્ય છે અને ઉપયોગી છે જેમ કે હેતુ-સ્વરૂપ અને ફળરૂપે મલનુ નિરૂપણ

ટીકાકારના બે શબ્દો વચ્ચે સભવિત પોલાણમા શુ ભરવાથી એ બે શબ્દોનો સબધ સુસગત બને તે માટે પણ તમે ઘણો સારો ઉન્મેશ બતાવ્યો છે જેમ કે ત્રીજા શ્લોકમા 'સમ્યક્પરિચ્છેદ' અને 'તેન સદ્વ્યાપાર' આ બન્નેને તમારી વ્યાખ્યાથી સરળતાથી જોડી શકાય છે

એ જ પ્રમાણે મૂળ ગાથાનો ટીકાકારે કરેલો અર્થ કેવી રીતે સુસગત છે અને મૂળકાર-ટીકાકારના એ શબ્દો/અર્થો કેવી રીતે સગત છે ? તે દર્શાવવા ઠેર ઠેર ઊભી કરેલી શકાઓ પણ આખી ટીકાને પ્રવાહી-અખડરૂપતા બક્ષે છે પ્રસક્તાનુપ્રસક્ત ઉપાડેલી ચર્ચાઓ-જેમ કે મોક્ષપ્રાપ્તિ માટે પ્રવર્ધમાનપુણ્યયોગાત્મક પુષ્ટિની શી જરૂર છે ? વાચક જિજ્ઞાસુવર્ગને ઘણુ જ્ઞાન પૂરૂ પાડે છે

એક જ પ્રકારની વાતને અન્ય ગ્રથોમા શી રીતે દર્શાવી છે અને સગતતા કેવી રીતે બેસે છે ? તે માટે આપેલા અનેક ગ્રથોના ઉદ્ધરણો પણ ગ્રથની ઉપાદેયતામા જબ્બર વધારો કરે છે જેમ કે 'ઔત્સુક્ય' પદના અર્થ માટે ઉદ્ધૃત કરેલા ઉદાહરણો

'વસ્તુતસ્તુ' આદિ દ્વારા સ્વોત્પ્રેક્ષાઉન્મેષથી તમામ ચર્ચાનો સાર બતાવવાનો કસબ પણ કમનીય છે જેમ કે 'वस्तुतस्तु आत्मलक्षिशुद्धनिश्चयनयेन चित्तगतशुद्ध्यादिरेव धर्मः' ઈત્યાદિ નિરૂપણ

ગુજરાતી અનુવાદ પણ વાચકવર્ગ સાથે વાર્તાલાપમય અને પ્રવાહી-સરળ બનાવવાનો ઉત્તમ પ્રયત્ન થયો છે

એકદરે એક શ્રેષ્ઠ મૂળ-ટીકા-વિવરણ-અનુવાદનો સ્વાધ્યાય કરવાનો મને મોકો આપવા બદલ ધન્યવાદ

દ અજિતશેખરના અનુવદન

આસો વદ-૪ વિ સ ૨૦૫૧

કોલ્હાપુર

## કલ્યાણકંદલીકારના હૃદયોદ્ગાર

અહીં સુધી આવતા પહેલા વિજ્ઞ વાચકવર્ગને પ્રકાશકીય નિવેદન, પ્રસ્તાવના, સશોધકીય વકતવ્ય, સશોધકીય ઉર્મિ વગેરેના માધ્યમથી પ્રસ્તુત ગ્રથના ઉપોદ્ઘાત/પશ્ચાત્ ભૂમિકા વિશે વિસ્તૃત જાણકારી મળી ચૂકેલ છે જ તેમ છતા અકથિતના અનોખા કથન માટે, ગુપ્ત વાતોના રસપ્રદ ઉદ્ઘાટન માટે સુજ્ઞ પાઠકવૃદ સમક્ષ ઉપસ્થિત થવુ - મને આવશ્યક જાણાય છે મૂળ ગ્રથ સુધી પહોચવામા અધિકૃત મુમુક્ષુવર્ગને વિલબ ન થાય તે માટે મારા વક્તવ્યને સક્ષેપમા આઠ મુદ્દાઓમા સમાવી લઉ છુ ચાલો, એક-એક મુદ્દાઓને જાણીએ, માણીએ

## શ્રી હરિભદ્રસૂરિજી મહારાજના સાહિત્યની વ્યાપકતા

૧૪૪૪ ગ્રથના સર્જનહાર તરીકે જેમની ખ્યાતિ જિનશાસનમા ફેલાયેલી છે સૂરિપુરદર શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજાના વર્તમાન કાળમા લગભગ ૬૫ જેટલા મુદ્રિત ગ્રથો ઉપલબ્ધ થાય છે આ સાહિત્યમા આગમિક પદાર્થો, દાર્શનિક પદાર્થો, કાર્મગ્રન્થિક પદાર્થો, પૌરાણિક પદાર્થો, આધ્યાત્મિક પદાર્થો, જ્યોતિષવિષયક પદાર્થો, વૈરાગ્યદ્યોતક પદાર્થો, કાવ્ય-છદ-અલકારદિગોચર પદાર્થો વગેરે વિષયવૈવિધ્ય તેમના સર્વતોમુખી પ્રતિભાનો અવિચલ વિશ્વાસ પેદા કરાવે છે અતિજટિલ તાર્કિક મીમાસાથી ભરપુર અનેકાતજયપતાકા, શાસ્ત્રવાર્તાસમુચ્ચય વગેરે ગ્રથોમા વાચકની બુદ્ધિને સ્ખલિત કરતી તેમની કલમ વેગવતી છે, તો સમરાદિત્યકથા વગેરે વૈરાગ્યભરપૂર ચરિત્રગ્રથોમા પણ તેઓની લેખની રસાળતાને ધારણ કરે છે યોગદષ્ટિ સમુચ્ચય, યોગબિદુ, યોગશતક વગેરે ગ્રથોમા યોગદર્શનના જૈનદર્શનને માન્ય પદાર્થોનો સચોટ સમન્વય કરવાની કળા તેમની માર્ગસ્થ અને મધ્યસ્થ એવી મૌલિક પ્રતિભાને વરેલી છે -એવી પ્રતીતિ કરાવે છે નદીસૂત્રટીકા, પન્નવણાટિપ્પણી, આવશ્યકનિર્યુક્તિ ટીકા વગેરેમા આગમ જેવા ગહન ગ્રન્થરત્નો ઉપર તેમની અનોખી પ્રેક્ષાશક્તિનો પરિચય થાય છે તત્ત્વાર્થટીકા વગેરેમા તેમની દ્રવ્યાનુયોગાદિવિષયક માર્મિક મતિનો આવિષ્કાર પ્રગટ જ છે દશવૈકાલિક ટીકા, પચાશક, પચવસ્તુ, શ્રાવકપ્રજ્ઞપ્તિટીકા શ્રાદ્ધધર્મવિધિ આદિ ગ્રથોમા સાધુ અને શ્રાવકના આચારો વિશે તેઓનો સૂક્ષ્મ અને સુવિશુદ્ધ બોધ છલકાય છે ધૂર્તઆખ્યાનક જેવા ગ્રથોમા તેઓશ્રીએ પુરાણ, ઉપનિષદ્, ઈતિહાસ આદિનુ કેટલુ સૂક્ષ્મ અવગાહન કર્યું છે ' તે આખે ઉડીને વળગે છે સમરાદિત્ય કથા જેવા વૈરાગ્યભરપૂર ગ્રથમા પણ છદ, અલકાર, કાવ્ય વગેરેનુ સાહિત્ય પીરસવાની તેમની કળા દાદ માગી લે તેવી છે લગ્નશુદ્ધિ વગેરે ગ્રથોમા તેમનુ જ્યોતિષવિષયક વિશિષ્ટ વિજ્ઞાન પણ છૂપાયા વિના રહેતુ નથી આ તો એક દિગ્દર્શનમાત્ર છે બાકી એમની એક-એક કૃતિઓનો ઊંડાણથી પરિચય કરીએ તેમ તેમ તેમની સર્વવ્યાપી સૂક્ષ્મ પ્રજ્ઞા ઉપર અહોભાવ, આદરભાવ વધતો જ જાય એમના સાહિત્યની પ્રામાણિકતા સર્વ વિદ્વાનોના હૃદયોમા પ્રતિષ્ઠિત થયેલ હોવાથી જ તેઆશ્રીના વચનો ટકશાળી કહેવાય છે આથી જ યોગદષ્ટિસમુચ્ચય, યોગબિદુ વગેરે ગ્રથોની ગાથામા માત્ર થોડા શાબ્દિક ફેરફાર કરીને ૩૦ થી વધુ ગાથા દિગબર આચાર્ય અમિતગતિએ સ્વરચિત **યોગસારપ્રાભૃત** ગ્રથમા સમાવેલી છે આના ઉપરથી એક હકકીત સ્પષ્ટ થાય છે કે દિગબરસપ્રદાય પણ તેઓશ્રીના સાહિત્યથી લાભાન્વિત થયેલ છે શ્રીયાકિનીમહત્તરાસૂનુના તે તે ગ્રથના વૃત્તિકારોએ તેઓના જ ગ્રથોની વૃત્તિમા ઉપયોગ કરેલો છે તે વાત તો અતિસુપ્રસિદ્ધ છે પરતુ નવાગીટીકાકારશ્રી પણ આગમની ટીકામા પૂજ્યશ્રીના વચનોને આગમિક વાતોના સમર્થનમા બતાવે છે આ વાત સૂરિપુરદર શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજાના સાહિત્યની વિશ્વસનીયતામા જબ્બર વધારો કરે છે

## ષોડશક પ્રકરણની વ્યાપકતા

પ્રસ્તુત ષોડશક પ્રકરણના વિષયો ઘણા જ વ્યાપક, ઉપયોગી અને આવશ્યક હોવાથી જ અનેક અર્વાચીન-પ્રાચીન શાસ્ત્રકારો પોતાના સ્વતત્ર ગ્રથો કે ટીકાગ્રથોમા ષોડશક પ્રકરણના વચનોનો સાક્ષીપાઠરૂપે છૂટથી ઉપયોગ કરે છે આની જાણકારી માટે એમ કહી શકાય કે આગમગ્રથોમા ઠાણાગજી વગેરેની ટીકામા ષોડશકનો હવાલો મળે છે જગદ્ગુરૂશિષ્ય ઉપાધ્યાયશ્રી કીર્તિવિજયજી મ સા વિચારરત્નાકર જેવા માત્ર આગમિક પદાર્થોનુ સ્પષ્ટીકરણ કરતા ગ્રથમા પણ ષોડશકની સાક્ષી આપે છે ષોડશકના પદાર્થોનુ સ્વકીય ગ્રથોમા નિરૂપણ પણ અનેક ગ્રથકારે અને ટીકાકારોએ કરેલ છે, તેમ જ

અનેક ગ્રથકારોએ પોતાની વાતની પુષ્ટિ માટે પણ પ્રસ્તુત પ્રકરણનો નિર્દેશ કરેલ છે ઉદાહરણ તરીકે શ્રીદેવસૂરિજી મહારાજ સ્વકીય જીવાનુશાસન પ્રકરણની ટીકામા, શાતિસૂરિજી મહારાજા સ્વકીય ધર્મરત્નપ્રકરણની ટીકામા, શ્રીરત્નશેખરસૂરિજી મહારાજ સ્વકીય શ્રાદ્ધવિધિગ્રથની વ્યાખ્યામા, શ્રીમાનવિજયજી ઉપાધ્યાય સ્વકીય ધર્મસગ્રહની વૃત્તિમા, શ્રીનેમિચદ્રજી સ્વકીય ષષ્ઠિશતક ગ્રથની ટીકામા પ્રસ્તુત પ્રકરણના શ્લોકોનો સાક્ષીપાઠરૂપે છૂટથી નિર્દેશ કરે છે દ્રવ્યસમતિકામા પણ પ્રસ્તુત ગ્રથના શ્લોકને સવાદરૂપે બતાવેલ છે શ્રીહરિભદ્રસૂરિજી મહારાજના વિશિકા પ્રકરણ, પચાશકજી, ઉપદેશપદ, શ્રાવકધર્મવિધિ, યોગદષ્ટિ સમુચ્ચય, યોગબિદુ, ધર્મબિદુ, અષ્ટકજી વગેરે ગ્રથોની ટીકામા પણ પ્રસ્તુત પ્રકરણનો સાક્ષીપાઠ તરીકે ઉલ્લેખ ઠેર-ઠેર મળે છે ઉપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ પણ પોતાના સ્વતત્ર ગ્રથો કે ટીકાગ્રથોમા પ્રસ્તુત ગ્રથરત્નનો ઉલ્લેખ કર્યા વિના રહેતા નથી યોગવિશિકાવૃત્તિ, દ્વાત્રિશત્ દ્વાત્રિશિકાવૃત્તિ, યોગસૂત્રટિપ્પણ, અધ્યાત્મસાર, ઉપદેશરહસ્યવૃત્તિ, કૂપદષ્ટાતવિશદીકરણવિવરણ, સામાચારીપ્રકરણટીકા, પ્રતિમાશતકવિવૃતિ વગેરેમા પ્રસ્તુત ગ્રથના સાક્ષીવચનો દષ્ટિગોચર થાય છે ૧૨૫ ગાથાના અને ૩૫૦ ગાથાના સીમધરસ્વામીસ્તવનના ટિપ્પણમા પણ ષોડશકના વચનો સાક્ષીપાઠ તરીકે મળે છે નજીકના કાળમા થઈ ગયેલા શ્રી સાગરાનદસૂરીશ્વરજી મહારાજ અધિકારવિશિકા, લોકવિશિકા વગેરેની ટીકામા તથા શ્રીભદ્રકરસૂરીશ્વરજી મહારાજ અધ્યાત્મોપનિષત્ ટીકામા ષોડશકના વચનો સવાદરૂપે બતાવે છે આ સિવાય પણ અન્યત્ર પ્રસ્તુત પ્રકરણના વચનો સાક્ષીરૂપે પ્રાપ્ત થાય છે આના પરથી પ્રસ્તુત ગ્રથ કેટલો વ્યાપક, માન્ય, સન્માન્ય, સ્વીકાર્ય, આદરણીય અને આચરણીય છે ? એનો વાચકવર્ગને સહજતાથી ખ્યાલ આવી શકશે નીચેનો કોઠો જોવાથી ઉપરોકત હકીકત સ્પષ્ટ થશે

| નીચેના ગ્રથોમા | ષોડશકની ઉદ્ધૃત થયેલી ગાથાઓ |
|---|---|
| (૧) અષ્ટકપ્રકરણવૃત્તિ | ૧/૧૧, ૪/૯, ૧૨/૩ (પ્રથમ આકડો ષોડશકનો છે, બાજો આકડો ગાથાનો છે) |
| (૨) અધ્યાત્મકલ્પદ્રુમ | ૪/૧૫ |
| (૩) અધ્યાત્મસાર | ૧/૨ |
| (૪) અધ્યાત્મોપનિષત્ ટીકા | ૧૨/૧૩ |
| (૫) અધિકારવિશિકાવૃત્તિ | ૧/૨, ૧/૧૪, ૨/૧૨, ૩/૨, ૪/૩, ૪/૬, ૪/૧૫, ૫/૩, ૫/૪, ૫/૧૧, ૫/૧૨, ૫/૧૩, ૬/૧૪, ૬/૧૬, ૯/૧, ૯/૧૩, ૯/૧૪, ૯/૧૫, ૧૨/૩, ૧૬/૧૪ |
| (૬) ઉપદેશપદવૃત્તિ | ૨/૧૨, ૨/૧૪, ૭/૨, ૧૧/૭, ૧૧/૮, ૧૧/૯ |
| (૭) ઉપદેશરહસ્યવૃત્તિ | ૨/૧૨, ૨/૧૪, ૪/૧૧, ૬/૩, ૭/૨, ૧૧/૩, ૧૧/૭, ૧૧/૮, ૧૧/૯ |
| (૮) કૂપદષ્ટાતવિશદીકરણવૃત્તિ | ૩/૭, ૩/૮, ૩/૯, ૩/૧૦, ૩/૧૧, ૩/૧૨, ૬/૧૬, ૧૦/૯ |
| (૯) જીવાનુશાસનવૃત્તિ | ૮/૨-૩-૮-૯ |
| (૧૦) દ્રવ્યસમતિકાવૃત્તિ | ૧૩/૧૩ |
| (૧૧) દીક્ષાદ્વાત્રિશિકાવૃત્તિ | ૧૦/૨-૩-૪-૫-૬-૭-૮-૧૦-૧૧, ૧૨/૨-૭-૮-૯ |
| (૧૨) ધર્મબિદુવૃત્તિ | ૨/૧૪, ૪/૧૫, ૧૧/૭-૮-૯ |
| (૧૩) ધર્મસગ્રહવૃત્તિ | ૧/૩, ૩/૨-૩-૪, ૬/૨-૪-૭-૮-૯-૧૦-૧૧, ૭/૧-૨-૩-૧૦-૧૧, ૮/૧-૨-૩-૧૬, ૧૧/૩ |
| (૧૪) ધર્મરત્નપ્રકરણવૃત્તિ | ૧/૨, ૨/૨-૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪, ૪/૭-૧૧-૧૫ |
| (૧૫) પચાશકવૃત્તિ | ૧/૧૩, ૨/૧૩, ૫/૧૩-૧૫, ૬/૭, ૮/૧, ૧૦/૩-૪-૫, ૧૧/૩, ૧૨/૩-૪, ૧૩/૧૩ |

| નીચેના ગ્રંથોમા | ષોડશકની ઉદ્ધૃત થયેલી ગાથાઓ |
|---|---|
| (૧૬) પ્રતિમાશતકવૃત્તિ | ૨/૧૪-૧૫, ૩/૨, ૫/૧૪, ૬/૬-૭-૧૧-૧૪-૧૫-૧૬, ૭/૧૧-૧૪-૧૫-૧૬, ૮/૧૨, ૧૫/૧-૨-૩-૪-૧૦ |
| (૧૭) ભક્તિદ્વાત્રિંશિકાવૃત્તિ | ૬/૧૪, ૭/૭-૮-૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫, ૮/૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯, ૯/૯-૧૦-૧૧-૧૨-૧૩-૧૪-૧૫ |
| (૧૮) મોક્ષરત્ના(ભાષારહસ્યવિવરણટીકા) | ૨/૧૨ |
| (૧૯) યોગસૂત્રટિપ્પણ | ૨/૧૪, ૪/૧૫, ૧૩/૧૦, ૧૩/૧૧ |
| (૨૦) યોગબિંદુવૃત્તિ | ૧/૧૨, ૪/૭ |
| (૨૧) યોગદૃષ્ટિસમુચ્ચયવૃત્તિ | ૧૪/૩, ૧૬/૧૪ |
| (૨૨) યોગલક્ષણદ્વાત્રિંશિકાવૃત્તિ | ૪/૭ |
| (૨૩) યોગભેદદ્વાત્રિંશિકાવૃત્તિ | ૧૩/૧૦, ૧૪/૩-૪-૫-૬-૭-૮-૯-૧૦-૧૧ |
| (૨૪) યોગવિંશિકાવૃત્તિ | ૩/૭-૮-૯-૧૦-૧૧, ૧૦/૩-૪-૫-૬-૭-૮-૧૪-૧૫, ૧૩/૪, ૧૪/૧, ૧૫/૮-૯-૧૦ |
| (૨૫) લોકવિંશિકાવૃત્તિ | ૧/૧૪, ૩/૧૫-૧૬, ૧૨/૩-૪, ૧૩/૧૧-૧૩, |
| (૨૬) વિચારરત્નાકર | ૬/૧૪ |
| (૨૭) શ્રાદ્ધવિધિવૃત્તિ | ૬/૨, ૭/૧-૧૦, ૮/૧-૨-૩-૧૬, ૯/૫ |
| (૨૮) શ્રાવકધર્મવિધિવૃત્તિ | ૫/૨-૩-૪, ૧૧/૧-૨-૩-૫, |
| (૨૯) ષષ્ઠિશતકપ્રકરણવૃત્તિ | ૧/૧૨, ૨/૧૨, ૩/૧૪, ૫/૮, ૬/૫-૧૧-૧૬, ૧૧/૩-૫, ૧૩/૯ |
| (૩૦) સામાચારીપ્રકરણવૃત્તિ | ૧/૨ |
| (૩૧) ૧૨૫ ગાથાના સ્તવનનુ ટિપ્પણ | ૩/૧૨ |
| (૩૨) ૩૫૦ ગાથાના સ્તવનનુ ટિપ્પણ | ૧/૨, ૩/૭, ૧૪/૩ |
| (૩૩) સ્થાનાગ ટીકા | ૬/૧૪ |

## ગ્રથ રચના પદ્ધતિ

૧૬ અર્થાધિકારને ૧૬ ગાથાપ્રમાણ ૧૬ વિભાગમા પીરસવાના લીધે આ પ્રકરણનુ નામ ષોડશક છે (અપવાદ-૧૯મા ષોડશકમા ૧૭ ગાથા છે ) મૂલકારશ્રી હરિભદ્રસૂરિ મહારાજે આર્યાછદમા પ્રસ્તુત ગ્રથ રચેલ છે મૂળ આગમમા સક્ષેપમા કે નિર્દેશરૂપે મળતી મહત્ત્વની બાબતોનુ સકલન કરવુ તેમ જ આગમાદિમા જોવા ન મળતા એવા અન્યદર્શનીય પદાર્થોનો જૈનાગમને વિરોધ ન આવે તેમ સમન્વય/સમવતાર કરવો - આ બે મુદ્દાઓને લક્ષમા રાખીને મૂલકારશ્રીએ ગ્રથરચના કરેલ છે ૧૬ અધિકારના નામ વાચવાથી ગ્રથના વિષયોનો બોધ થઈ શકે તેમ છે મૂળકારશ્રીએ પ્રત્યેક અધિકારનુ કોઈ નામ સૂચિત કરેલ ન હોવાથી અલગ-અલગ મુદ્રિત પ્રતોમા થોડા યા વધુ ફેરફાર સાથે ૧૬ અધિકારના નામો ઉપલબ્ધ થાય છે કયાક માત્ર પ્રથમ ગાથાના આધારે જ તે પ્રકરણનુ નામ પાડવામા આવેલ છે પરતુ તે તે પ્રકરણને સપૂર્ણતયા અનુરૂપ નામ પૂર્વપ્રકાશકોએ મુદ્રિત કરેલ નથી ચૈત્યવદન મહાભાષ્ય, પ્રતિમાશતકવૃત્તિ વગેરે અન્ય ગ્રથોમા ષોડશકના તે તે અધિકારનો નિર્દેશ પણ મુદ્રિતપ્રતમા હાલ મળતા નામ કરતા અલગ-અલગ રીતે મળે છે યોગદીપિકામા પણ (પૃ૪-૩૯૦) પ્રસ્તુત અધિકારોનો નામોલ્લેખ અલગ મળે છે આ બધી હકીકતોને નજર સામે રાખીને પ્રસ્તુત પ્રકાશનમા

તે તે અધિકારોના નામની પસદગી કરવામા આવેલ છે મુદ્રિતપ્રતમા ઉપલબ્ધ નામોનો અને અન્ય ગ્રથ વગેરેમા પ્રાપ્ત નામોનો નિર્દેશ નીચે મુજબ છે તેમ જ પ્રસ્તુત પ્રકાશનમા નિર્દિષ્ટ નામોની યાદી પણ અહીં પ્રસ્તુત છે

| દેવચદ લાલભાઈ સસ્થા તરફથી મુદ્રિત પ્રતમા ઉપલબ્ધ નામ | અલગ-અલગ ગ્રથો અને ષોડશકની અન્ય મુદ્રિત તથા હસ્તલિખિતપ્રતમા પ્રાપ્ત ફેરફાર યુક્ત નામ | પ્રાચીન ગ્રથોમા મળતા ઉલ્લેખને અનુસારે તેમ જ યોગદીપિકા ટીકાકારના વક્તવ્ય મુજબ પ્રસ્તુત પ્રકાશનમા નિર્દિષ્ટ ફેરફાર યુક્ત નામ |
|---|---|---|
| (૧) ધર્મપરીક્ષા ષોડશક | | સદ્ધર્મપરીક્ષા ષોડશક |
| (૨) દેશના ષોડશક | ધર્મદેશના ષોડશક | સદ્ધર્મદેશના ષોડશક |
| (૩) ધર્મલક્ષણ ષોડશક | ધર્મસ્વરૂપ ષોડશક/ધર્મસિદ્ધિલક્ષણ | ધર્મલક્ષણ ષોડશક |
| (૪) ધર્મેચ્છુલિગ ષોડશક | ધર્મસિદ્ધિલક્ષણ ષોડશક | ધર્મલિગ ષોડશક |
| (૫) લોકોત્તરતત્ત્વપ્રાપ્તિ ષોડશક | | લોકોત્તરતત્ત્વસપ્રાપ્તિ ષોડશક |
| (૬) જિનમદિર ષોડશક | જિનગૃહ ષોડશક | જિનભવન ષોડશક |
| (૭) જિનબિબ ષોડશક | | જિનબિબ ષોડશક |
| (૮) પ્રતિષ્ઠાવિધિ ષોડશક | | પ્રતિષ્ઠા ષોડશક |
| (૯) પૂજાસ્વરૂપ ષોડશક | પૂજા ષોડશક (ચૈત્યવદનમહાભાષ્ય) | પૂજા ષોડશક |
| (૧૦) પૂજાફલ ષોડશક | અનુષ્ઠાનપ્રકાર ષોડશક | સદનુષ્ઠાન ષોડશક |
| (૧૧) શ્રુતજ્ઞાનલિગ ષોડશક | | જ્ઞાન ષોડશક |
| (૧૨) દીક્ષાધિકાર ષોડશક | દીક્ષાધિકારી ષોડશક | દીક્ષા ષોડશક |
| (૧૩) ગુરૂવિનય ષોડશક | સાધુસચ્ચેષ્ટા ષોડશક | સાધુસચ્ચેષ્ટા ષોડશક |
| (૧૪) યોગભેદ ષોડશક | યોગિચિત્ત ષોડશક | યોગભેદ ષોડશક |
| (૧૫) ધ્યેયસ્વરૂપ ષોડશક | | ધ્યેયસ્વરૂપષોડશક |
| (૧૬) સમરસ ષોડશક | | સમરસ ષોડશક |

આચારમાર્ગ દ્વારા આત્મવિકાસના માર્ગે જીવ કેવી રીતે પ્રવેશ કરે અને આગળ વધે ? લૌકિક તત્ત્વથી આગળ વધી લોકોત્તર વલણ કેળવી, કેવી રીતે લોકોત્તર આચારને (જિનાલયનિર્માણ, જિનબિબનિષ્પાદન, પ્રતિષ્ઠા, પૂજા આદિને) અપનાવે ? આ રીતે ક્રમશ આત્મવિકાસયાત્રાને સાધીને સદનુષ્ઠાન-શ્રુતજ્ઞાનમા મસ્ત બની સાધક દેશવિરતિને પ્રાયોગ્ય ક્ષયોપશમ - સામગ્રી મેળવી દેશવિરતિ દીક્ષા પામે (૧૨/૭), ભાવોલ્લાસ વધતા સર્વવિરતિદીક્ષા પામી સાધ્વાચારને વ્યવસ્થિત રીતે પાળીને મનની મલિનતાને (આઠ દોષ) ટાળી ધ્યાનના શિખરે આરૂઢ થઈ ધ્યેયમય બને, પરમાનદને પામે આ રીતે જીવની ગુણવિકાસ યાત્રાનુ આરભથી માડીને અત સુધીનુ સતર્ક-સચોટ-સુસબદ્ધ નિરૂપણ ગ્રથકારશ્રીએ કરેલ છે દરેક ષોડશકના વિષયનો પરિચય પ્રસ્તુત પ્રકાશનની પ્રસ્તાવના વાચવાથી મળી શકશે

## મહોપાધ્યાયજીએ ટીકા રચેલ કે ટિપ્પણ ?

ષોડશક પ્રકરણ ઉપર પ્રાય વિક્રમના ૧૨મા સૈકામા થયેલ શ્રીયશોભદ્રસૂરિજીએ 'સુગમાર્થકલ્પના' નામની ૧૫૦૦ શ્લોક પ્રમાણ ટીકા રચેલ વિ સ ૧૯૯૨મા ઋષભદેવ કેશરીમલ સસ્થા તરફથી પ્રસ્તુત ટીકાયુક્ત ષોડશક પ્રકાશન કરવામા આવેલ અને તેમા મહનીય મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજનુ લખાણ ટિપ્પણ તરીકે મૂકવામા આવેલ છે આના આધારે કેટલાક વિદ્વાનોનુ મતવ્ય એવુ છે કે —> "ઉપાધ્યાયજી મહારાજે ષોડશકની શ્રીયશોભદ્રસૂરિજીની ટીકા ઉપર

માત્ર ટિપ્પણ રચેલ છે, ટીકા (વ્યાખ્યાત્મક ગ્રથ) નહિ અન્ય પ્રકાશનોમા આ ટિપ્પણને શ્રીયશોભદ્રસૂરિજીની ટીકામા ઉમેરીને ઉપાધ્યાયજીની ટીકા તરીકે મુદ્રિત કરવામા આવેલ છે બન્ને ટીકામા અક્ષરશ ઘણુ સામ્ય મળે છે તેનાથી પણ ઉપાધ્યાયજી મ ની સ્વતત્ર ટીકા માની ન શકાય" <— પરતુ આ વાત બરાબર નથી આના અનેક કારણો છે (૧) પ્રાચીન હસ્તલિખિત પ્રતોમા ક્યાય પણ ષોડશક ઉપર ઉપાધ્યાયજી મ નુ ટિપ્પણ નહિ પણ સપૂર્ણ ટીકા જ પ્રાપ્ત થાય છે (૨) મહોપાધ્યાયજી મ ના લખાણમા પ્રારભમા અને અતમા 'सक्षिप्तार्थावगाहिनी व्याख्या' આવો ઉલ્લેખ મળે છે તેમ જ છેલ્લે 'श्रीयशोविजय-गणिविरचिता योगदीपिकानाम्नी षोडशकवृत्तिः सम्पूर्णा' આવો હસ્તલિખિત પ્રતમા ઉલ્લેખ પ્રાપ્ત થાય છે (૩) કેટલાક સ્થળે તો (૩/૨ વગેરે) ઉપાધ્યાયજી મહારાજ અને શ્રીયશોભદ્રસૂરિજીની ટીકામા ઘણો જ તફાવત પણ પ્રાપ્ત થાય છે (૪) કેટલાક સ્થળે (૪/૧૬ વગેરે) પોતાનો અભિપ્રાય બતાવ્યા બાદ શ્રીયશોભદ્રસૂરિજીનો મત પણ ઉપાધ્યાયજી મહારાજ બતાવે છે (૫) કેટલાક (૧૩/૪, ૧૪/૭ વગેરે) સ્થળે સુગમાર્થકલ્પનાવૃત્તિ કરતા અલગ વ્યાખ્યા કરીને પોતાનો અભિપ્રાય બતાવ્યા બાદ શ્રીયશોભદ્રસૂરિજીના વચનની સગતિ પણ યોગદીપિકા ટીકામા ઉપાધ્યાયજી મહારાજે કરેલ છે આવા અનેક મુદ્દાઓને નજરમા રાખીએ તો 'ઉપાધ્યાયજી મહારાજે ષોડશક ઉપર માત્ર ટિપ્પણ રચેલ છે અથવા તે ટિપ્પણને શ્રીયશોભદ્રસૂરિજીની ટીકામા ઉમેરવામા આવેલ છે' આવુ કહેવાનુ દુ સાહસ ન થાય, હા, એમ જરૂર કહી શકાય કે ૧૭મા સૈકામા થનાર મહોપાધ્યાય યશોવિજયજી મહારાજે ૧૨મા સૈકામા થનાર શ્રીયશોભદ્રસૂરિજીની 'સુગમાર્થકલ્પના' ટીકાને નજર સામે રાખીને તેમા અવસરોચિત અનેક પરિષ્કાર કરીને તથા તર્ક અને આગમનુ સતુલન જાળવી અનેક નવી ચર્ચાઓથી સમૃદ્ધ એવી 'યોગદીપિકા' નામની સ્વતત્ર ટીકા જ રચેલી છે 'યોગદીપિકા'ના વિષયોનો પરિચય પ્રસ્તાવનામા જ કરવામા આવેલ છે

## ષોડશકની વિવિધ ટીકાઓ અને વિવેચનો

પૂર્વે ષોડશક ગ્રથ ઉપર (૧) શ્રીયશોભદ્રસૂરિકૃત સુગમાર્થકલ્પના ટીકા (૨) મહોપાધ્યાય શ્રીયશોવિજયગણિવરરચિત 'યોગદીપિકા' ટીકા (૩) ઉપાધ્યાય શ્રીધર્મસાગરગણિકૃત ટીકા[1] (૪) 'અજ્ઞાતકર્તૃક ટીકા (૫) બાલાવબોધિની વ્યાખ્યા રચાયેલ છે આમાથી ૩ અને ૪ વર્તમાનમા અપ્રાપ્ય છે 'ઈતિહાસ સ્વય પુનરાવર્તન પામે છે' એમ ઉક્તિ બાલાવબોધિની વ્યાખ્યામા પ્રતિબિબિત થાય છે જેમ 'દ્રવ્યગુણપર્યાયનો રાસ' આ ગુજરાતી કૃતિના આધારે 'દ્રવ્યાનુયોગતર્કણા' નામનો સસ્કૃત ગ્રથ રચાયો છે તેમ ઈ સ ૧૯૩૬મા કેશવલાલ જૈન તરફથી પ્રકાશિત થયેલ ષોડશકના ગુજરાતી વિવેચનના આધારે ઈ સ ૧૯૫૨મા અમદાવાદ-લુહારપોળ તરફથી પ્રકાશિત થયેલ ષોડશક-બાલાવબોધિની સસ્કૃતવ્યાખ્યા રચાઈ - તેવુ પ્રાય કહી શકાય કેશવલાલ જૈન તરફથી માત્ર પ્રથમ આઠ ષોડશકનુ ગુજરાતી વિવેચન પ્રકાશિત થયેલ અને બાલાવબોધિની વ્યાખ્યા પણ માત્ર પ્રથમ આઠ ષોડશક ઉપર જ પ્રકાશિત થયેલ છે ગુજરાતી ભાષામા (૧) પૂજ્યપાદ શ્રી સાગરાનદસૂરિજી મ ના ષોડશક ઉપર પ્રવચનો નામ — 'ષોડશકપ્રકરણદર્શન' (૨) પૂજ્યપાદ દાદાગુરૂદેવશ્રી વિજય ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજનુ જૈન ધર્મનો સરળ પરિચય" પુસ્તક-ભાગ ૨મા દરેક ષોડશકના પદાર્થોનુ સક્ષેપમા સ્પષ્ટીકરણ અને વર્ગીકરણ (૩) પૂ પ્રવર્તકશ્રી ધર્મગુપ્તવિજયજી મ સા નુ 'ષોડશક પ્રવચનો' પુસ્તક (૪) કેશવલાલ જૈન પ્રકાશિત 'ષોડશક ગ્રથ-વિવરણ' (૫) પૂ મુનિરાજશ્રી અમીતયશવિજયજી મ તરફથી અનુવાદિત થયેલ ષોડશક મૂળગ્રથ અને તેનો ભાવાનુવાદ (બેગ્લોર-ભાવનગરથી છપાયેલ છે) (૬) પૂ મુનિરાજશ્રી રત્નજ્યોતવિજયજી તરફથી અનુવાદ થયેલ ષોડશકનુ ગુજરાતી વિવરણ, મારા જાણવા મુજબ ષોડશક ઉપર આટલી સસ્કૃત-ગુજરાતી રચનાઓ-વ્યાખ્યાઓ છે

## પ્રસ્તુત પ્રકાશનમા આધારભૂત સામગ્રી

ઈ સ ૧૯૧૧મા દેવચદ લાલભાઈ જૈન પુસ્તક ફડ તરફથી પ્રકાશિત થયેલ ષોડશક પ્રકરણ-પ્રત (સુગમાર્થકલ્પનાવૃત્તિ + યોગદીપિકા ટીકાયુક્ત) ના આધારે પૂજ્ય વિચક્ષણસૂરિજીની પ્રેરણાથી ઓફસેટ પ્રિન્ટ કરેલી પ્રત મારી પાસે પ્રારભમા આધારભૂત હતી પરતુ તેમા ૫૦૦થી વધુ અશુદ્ધિઓ હતી તેમા અમુક સ્થળે સામાન્ય અશુદ્ધિ હતી (જૂઓ પૃષ્ઠ ૮, ૧૩, ૧૫, ૫૭, ૬૭, ૭૪, ૭૫, ૮૦, ૯૩, ૧૦૨, ૧૩૯, ૧૪૫, ૧૭૮, ૧૯૫, ૨૩૭, ૨૩૮, ૨૫૨, ૨૫૮, ૨૬૪,

૧ રસિકલાલ કાપડીયાના 'આચાર્ય હરિભદ્રસૂરિ' લેખના આધારે

૨૬૬, ૨૯૨, ૨૯૬, ૩૦૭, ૩૨૩, ૩૩૩, ૩૪૮, ૩૪૯, ૩૫૮, ૩૬૩, ૩૬૬ વગેરેનુ ટિપ્પણ) ક્યાક તો વધુ પડતી અશુદ્ધિઓ હતી (જુઓ પૃષ્ઠ ૩૫, ૪૭, ૧૫૪, ૧૮૩, ૧૮૫, ૨૬૨, ૨૯૬, ૩૦૨, ૩૦૯, ૩૨૭ વગેરેનુ ટિપ્પણ) અશુદ્ધિ સામાન્ય હોય કે વિશેષ હોય પણ વાચકવર્ગના મનમા અવશ્ય વિપર્યાસ ઉભો કરે જ પરતુ ક્યાક તો સામાન્ય અશુદ્ધિ પણ એકદમ વિપર્યાસ પણ ઉભો કરી દે છે (જુઓ પૃષ્ઠ ૬૮, ૧૮૭ વગેરેમા) આનુ એક ઉદાહરણ બીજા ષોડશકની બીજી ગાથાની ટીકામા આપણે જોઈએ ઉપરોક્ત પ્રતમા બાલ જીવને અપાતી દેશના - 'बाह्याचारमुख्योद्देश्यका' હોય તેમ જણાવેલ છે તેનો મતલબ એ થાય કે બાલ જીવને દેશના આપવાની પાછળ વક્તાનો મુખ્ય ઉદ્દેશ એ હોય કે 'બાલ જીવ બાહ્ય ધર્માચાર પ્રત્યે આકર્ષિત થઈને બાહ્ય આચાર પાળે ' પરતુ આ વાત ગેરવ્યાજબી છે વસ્તુસ્થિતિ એ છે કે બાલ જીવને અપાતી દેશનાની પાછળ 'આ ધર્મદેશનાને સાભળવાથી બાલ જીવ મોક્ષમાર્ગે આગળ વધે, મોક્ષલક્ષીતા કેળવે, મોક્ષસુખ પામે ' ઈત્યાદિ આશય જ વક્તાને હોય છતા પણ બાલ જીવની અવિકસિત અવસ્થાને લીધે વક્તા તેને મુખ્યતયા બાહ્ય આચારનો જ ઉપદેશ આપે અવસરે બાલ જીવને પણ મોક્ષની વાત કરવામા વાધો નથી પરતુ તેને અપાતા ઉપદેશનો મુખ્ય વિષય (=ઉપદેશ્ય) તો બાહ્ય ધર્માચાર જ હોય આ વાતને દર્શાવતો શુદ્ધ પાઠ 'बाह्याचारमुख्योपदेश्यका' હસ્તલિખિત પ્રતમાથી પ્રાપ્ત થયો તે શુદ્ધ પાઠ આ પ્રકાશનમા મૂકવામા આવેલ છે આનો અર્થ એ થયો કે બાલ જીવને અપાતી દેશનામા વક્તાનો મુખ્ય આશય 'બાલ જીવ મોક્ષ પામે' તેમ હોય અને બાલદેશનાનો મુખ્ય વિષય બાહ્ય ધર્માચાર હોય પૂર્વોક્ત અશુદ્ધ પાઠ માન્ય કરવામા આવે તો બાલદેશનામા વક્તાનો મુખ્ય આશય 'બાલ જીવ બાહ્ય ધર્માચાર પાળે' આવો જ ફલિત થાય આના કરતા પણ વધુ ગભીર અશુદ્ધિઓ તે પ્રતમા છે તે ઉપરાત તે મુદ્રિત પ્રતમા અનેક સ્થળે પાઠ તૂટી ગયેલ છે (જુઓ પૃષ્ઠ ૪૪, ૯૬, ૧૩૭, ૧૬૮, ૧૬૯, ૧૭૨, ૧૭૩, ૧૮૫, ૧૯૧, ૧૯૨, ૧૯૩, ૧૯૪, ૧૯૬, ૧૯૯, ૨૨૩, ૨૩૬, ૨૮૩, ૩૦૬, ૩૧૪, ૩૨૧, ૩૪૨, ૩૪૩, ૩૪૯, ૩૫૨, ૩૫૩, ૩૭૧ વગેરેનુ ટિપ્પણ ) કેટલાક સ્થળે તો વધુ પડતા શબ્દો ઉપર સેન્સરશીપ થયેલ હોય તેવુ પણ છે (જુઓ પૃષ્ઠ ૨૫૬, ૩૩૨, ૩૪૬ વગેરેનુ ટિપ્પણ) ત્રુટક પાઠના લીધે અર્થભ્રમ તો અનેક સ્થળે થાય તેવુ છે જ પરતુ ક્યાક તો ત્રુટક પાઠના લીધે અર્થમા તદ્દન મોટો વિપર્યાસ પણ થાય છે (જુઓ પૃષ્ઠ ૧૮૫, ૨૮૫, ૩૫૮નુ ટિપ્પણ) ક્યાક અર્થથી પાઠ શુદ્ધ હોવા છતા સદર્ભથી અશુદ્ધ છે (જુઓ પૃષ્ઠ ૧૦૦, ૧૩૧, ૧૩૮નુ ટિપ્પણ) ક્યાક ક્રમભગના કારણે પાઠ અશુદ્ધ બન્યા છે (જુઓ પૃષ્ઠ ૭૨, ૮૫ વગેરેનુ ટિપ્પણ) ક્યાક અધિક પાઠથી અશુદ્ધિ જન્મેલી છે (જુઓ પૃષ્ઠ ૧૦૫ વગેરેનુ ટિપ્પણ) તો ક્યાક ટીકાને અનુસાર મૂળ ગ્રથનો પાઠ બદલવો જરૂરી બનેલ છે (જુઓ ૬/૪ વગેરે) આવુ બધુ જોયા-જાણ્યા-અનુભવ્યા પછી કહેવાનુ મન થઈ જાય કે **પુણ્યવતા પ્રકાશકો જો સપાદનમા ઉદ્યમવતા બને તો યથાર્થ શ્રુતભક્તિ થાય** અને શ્રુતની આશાતના ન થાય

(૨) દિવ્યદર્શન ટ્રસ્ટ તરફથી પૂજ્ય મુનિરાજશ્રી જયસુદરવિજય મ સા (હાલમા પન્યાસ) દ્વારા ઘણા સુધારા-વધારા સાથે પુસ્તકાકારે ષોડશક પ્રકરણ પ્રકાશિત થયેલ તે પ્રકાશન પણ મારી પાસે ઉપસ્થિત હતુ (૩) પૂજ્ય મુનિરાજશ્રી કલ્યાણબોધિવિજયજી મ સા દ્વારા પાટણની હસ્તલિખિત પ્રત તેમ જ પૂ પ કાતિવિજયજી ગણિવર દ્વારા સશોધિત થયેલ મુદ્રિત પ્રત પણ મને પ્રાપ્ત થઈ હતી (૪) ત્યાર બાદ પૂ પ મુનિચદ્રવિજયજી ગણિવરશ્રી દ્વારા પણ મને પૂ પ કાતિવિજયજી ગણિવરે કરેલા સુધારાઓની એક નોધપોથી પ્રાપ્ત થઈ

હસ્તલિખિત પ્રતમા પણ અનેક ઠેકાણે અશુદ્ધિઓ હતી (જુઓ પૃષ્ઠ ૧૯, ૨૩, ૪૩, ૪૭, ૭૮, ૧૩૬, ૧૪૮, ૧૫૪, ૨૪૩, ૨૭૯, ૩૦૭, ૩૩૯ વગેરેનુ ટિપ્પણ) તેમ જ ઘણા સ્થાને હસ્તલિખિત પ્રત ત્રુટક પણ હતી (જુઓ પૃષ્ઠ ૭૯, ૧૩૦, ૧૩૮, ૧૪૨, ૧૪૪, ૧૫૫, ૧૬૬, ૧૮૨, ૨૪૫, ૨૮૬ વગેરેનુ ટિપ્પણ) જ્યા હસ્તલિખિત પ્રત અશુદ્ધ હોય ત્યા મુદ્રિતપ્રત અથવા સશોધિત પ્રતના આધારે અને જ્યા મુદ્રિતપ્રત અશુદ્ધ હોય ત્યા હસ્તલિખિત પ્રત કે સશોધિત પ્રતના આધારે શુદ્ધ પાઠ આ પ્રકાશનમા લેવામા આવેલ છે પરતુ અમુક સ્થળે તો હસ્તલિખિત + સશોધિતપ્રત + મુદ્રિત પ્રત આ ત્રણેય અશુદ્ધ હતી તેવા સ્થાનોમા ક્યાક (૧૧૫) મૂળગ્રથના આધારે તો ક્યાક (પૃષ્ઠ ૨૮૪, ૩૪૭) સદર્ભના આધારે તો ક્યાક (પૃષ્ઠ ૧૧૬, ૨૦૦) અન્ય ગ્રથના આધારે અપેક્ષિત શુદ્ધ પાઠ લેવામા આવેલ છે કોઈક સ્થળે (પૃ ૨૮૨) દરેક પ્રતમા લાબો પાઠ છાપવાનો રહી ગયો હતો ત્યા સુગમાર્થકલ્પના ટીકા મુજબ આવશ્યક પાઠનો પ્રક્ષેપ કરવામા આવેલ છે આ રીતે ષોડશક અને યોગદીપિકાનુ પ્રસ્તુત પ્રકાશનમા સશોધન-સપાદન થયેલ છે

## પ્રસ્તુત પ્રકાશન વિશે

પ્રસ્તુત ગ્રથના અધ્યયન-અધ્યાપનના અનેક વાર પ્રસગો ઉપસ્થિત થયા ત્યારે અતરમા એવી એક કામના ઉદ્ભવી કે વ્યાપક વિષયોથી ભરેલ 'ષોડશક' અને તેની ' યોગદીપિકા' વ્યાખ્યામા રહેલા તાત્પર્યાર્થોને કાઢીને જૈન સઘ સમક્ષ મૂકવામા આવે અને તેનો પૂરેપરી શક્તિ લગાવીને જો અમલ કરવામા આવે તો ખરેખર વર્તમાન જૈનશાસનમા એક જબ્બર ક્રાતિ આવે, બાહ્ય-આતર વિશુદ્ધિ અને પુણ્યનો પ્રવાહ વેગથી વહેવા લાગે, તારક તીર્થંકરોએ જે અર્થમા શાસનપ્રભાવના જણાવેલી છે તે રીતે જિનશાસનની શાન વધે, બાહ્ય-આતર આક્રમણોથી શાસન મુક્ત બને એટલુ જ નહિ, રાજ્યવ્યવસ્થા, અર્થવ્યવસ્થા, કુટુબવ્યવસ્થા, સમાજવ્યવસ્થા પણ સુયોગ્ય અને સુદર થાય - એવુ નિ સદિગ્ધપણે કહી શકાય શ્રીહરિભદ્રસૂરિજી મહારાજ અને હરિભદ્રલઘુબાધવ - આ બન્નેનુ એક સામ્ય એ છે કે તેઓ શબ્દથી જેટલુ પ્રગટ કરે છે તેના કરતા પોતાના શબ્દમા છૂપાવેલુ ઘણુ રાખે છે તે છૂપાયેલ ગૂઢાર્થને વિચારતો ગયો તેમ તેમ દિવ્ય આનદની અનુભૂતિ થતી ગઈ તેથી ગુરુકૃપાથી મળેલ ક્ષયોપશમના આધારે ષોડશકના ગૂઢાર્થોને બહાર કાઢવાની અને ભાવાર્થોને સ્પષ્ટ કરવાની મારી ભાવના સકલ્પસ્વરૂપ બની

પ્રસ્તુત ગ્રથમા નોધપાત્ર એક બાબત એ છે કે સમરસાપત્તિ (૨/૧૫) પ્રણિધાન-પ્રવૃત્તિ વગેરે પાચ આશય (૩જુ ષોડશક), વિઘ્નોપશમની વગેરે ૩ પૂજા (૯મુ ષોડશક), પ્રીતિ-ભક્તિ વગેરે ચાર અનુષ્ઠાન (૧૦મુ ષોડશક), શ્રુત-ચિતા-ભાવના એમ ૩ પ્રકારના જ્ઞાન (૧૧મુ ષોડશક), સ્પર્શ (૧૨/૧૫), ખેદાદિ આઠ ચિત્તદોષ (૧૪મુ ષોડશક), ફૂલાવચકયોગ (૧૫/૯) વગેરે અન્યદર્શનીય પદાર્થોનુ પ્રસ્તુત ગ્રથમા સમવતારરૂપે નિરૂપણ શ્રીહરિભદ્રસૂરિજી મહારાજે કરેલ છે યોગદીપિકામા આ બધા પદાર્થોનુ સ્પષ્ટીકરણ છે જ તદુપરાત અન્ય દર્શનના શાસ્ત્રમાથી જૈન શાસ્ત્રોમા શ્રીહરિભદ્રસૂરિમહારાજે જ સમવતારરૂપે લીધેલા વિષયપ્રતિભાસાદિ ત્રણ જ્ઞાન (ષો ૫/૯), કુલયોગી વગેરે ચાર પ્રકારના યોગીઓ (ષોડ ૧૩/૧૩), સમન્તભદ્રા વગેરે ૩ પ્રકારની પૂજા (૯/૧૦), સદ્યોગાવચક વગેરે ૩ પ્રકારના યોગ (૮/૧૩) વગેરે પદાર્થોનુ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજે ષોડશકની યોગદીપિકા ટીકામા પ્રસગોપાત્ત નિરૂપણ કરેલુ છે મોક્ષમાર્ગાનુસારી પ્રકૃષ્ટ વિશુદ્ધ ક્ષયોપશમની સાથે ગભીરતા, ભાવનાજ્ઞાન વગેરે ગુણોનો વૈભવ હોય તો જ પરદર્શનના યોગ્ય પદાર્થોનો જૈનાગમને બાધ ન આવે તે રીતે જૈન ગ્રથોમા સમવતાર કરવાની ઉદારતા આવે આનાથી એમનામા સત્યાગ્રહ નહિ પણ સત્યનિષ્ઠા, દષ્ટિરાગ નહિ પણ ગુણાનુરાગ, દષ્ટિમોહ નહિ પણ દષ્ટિનિર્મલતા, પક્ષપાત નહિ પણ નિષ્પક્ષતા-મધ્યસ્થતા સૂચિત થાય છે

અન્યદર્શનશાસ્ત્રમા આવતુ સત્યપદાર્થનુ પ્રરૂપક વચન એ જૈનાગમથી ભિન્ન નથી આથી જ અન્ય દર્શનના સત્યપદાર્થો ઉપર દ્વેષ એ વાસ્તવમા દ્વાદશાગી ઉપરના જ દ્વેષરૂપ છે, દષ્ટિમોહરૂપ છે (સમ્મતિતર્ક ૧/૨૮, ઉપદેશપદ-૬૯૩, ૬૯૪, ષોડશક ૪/૧૧, ૧૧/૧૦, ૧૬/૧૩) આ વાત પ્રસ્તુત ગ્રથમા મૂલકારશ્રીએ જણાવેલ છે સમ્મતિતર્ક, ઉપદેશપદ, લોકતત્ત્વનિર્ણય વગેરે ગ્રથોમા પણ આ જ વાત બતાવવામા આવી છે "મારી વાડીમા ઉગે તે ગુલાબ અને બીજાની વાડીમા ઉગે તે બધા જ ધતુરાના ફૂલ મારી મા તે મા, બીજાની મા તે ડાકણ ' આવી નાદિરશાહી તીર્થંકર ભગવતોને માન્ય નથી, કારણ કે તે વિષતુલ્ય મિથ્યાત્વના ઓડકાર સમાન છે

બીજી એક નોધપાત્ર વિશિષ્ટતા એ છે કે મૂળ ગ્રથમા ૨જા ષોડશકમા (શ્લોક-૧૫), ૮મા ષોડશકમા (શ્લોક-૧૧), ૯મા ષોડશકમા (શ્લોક-૮), ૧૧મા ષોડશકમા (શ્લોક-૧૧) અને ૧૬મા ષોડશકમા (શ્લોક-૧) 'સમરસાપત્તિ' શબ્દ આવે છે શબ્દ એક જ હોવા છતા પ્રકરણ-સદર્ભ મુજબ યોગદીપિકા-ટીકામા મહોપાધ્યાયજી મહારાજે તદ્દન અલગ-અલગ રીતે અર્થઘટન ૪ સ્થાને કરેલ છે આ તેઓશ્રીની એક નોધપાત્ર વિશિષ્ટતા કહેવાય આનાથી સૂચિત થાય છે કે શાસ્ત્રના ભાવાર્થને-તાત્પર્યાર્થને પામવા હોય, પચાવવા હોય તો જડતાથી માત્ર શબ્દને/શબ્દાર્થને વળગી ન રહેતા સદર્ભાદિને અનુસારે ગ્રથકારના તાત્પર્ય સુધી તટસ્થતાથી પહોચવુ જોઈએ તે માટે કોઈ પણ જાતના પૂર્વગ્રહો કે હઠાગ્રહોથી તદ્દન વેગળા રહેવુ જોઈએ આજ વિશ્વકલ્યાણકર શ્રીજિનશાસનની/ જૈન શાસ્ત્રકાર-વ્યાખ્યાકાર મહર્ષિઓની પવિત્ર પ્રાચીન વ્યાખ્યાપદ્ધતિ છે સહુ કોઈ મુમુક્ષુને માટે સન્માન્ય અને આદરણીય એવી પ્રસ્તુત - વ્યાખ્યાપદ્ધતિને પ્રવચન, અધ્યયન આદિ ક્ષેત્રે પણ અપનાવવમા આવે તો જ શાસ્ત્રકારોને આપણે ન્યાય આપ્યો ગણાય, અને તો જ સ્વ-પરનુ તાત્ત્વિક કલ્યાણ સભવે

ઉપરોક્ત બન્ને હકીકતને નજર સામે રાખીને ષોડશક અને યોગદીપિકા ઉપર સમન્વયાત્મક ટીકા લખવાનુ નિશ્ચિત

કરીને વિ સ ૨૦૫૦ મહા સુદ-૫ના શુભ દિવસે મારા ગુરૂદેવશ્રીના આશિષ લઈને લખાણ શરૂ કર્યુ મારા ભવોદધિતારક ગુરૂદેવશ્રી વિશ્વકલ્યાણવિજયજી મ સા ના ઉપકારોની સ્મૃતિમા પ્રસ્તુત સસ્કૃત ટીકાનુ 'કલ્યાણકદલી' નામ નિશ્ચિત કર્યું અન્ય ધર્મો પ્રત્યેનો દ્વેષભાવ-ધિક્કારભાવ વાચકવર્ગના મનમાથી દૂર થાય અને જિનોકત મધ્યસ્થભાવ કેળવાય- આ આશયથી દરેક નાનામા નાના વિષય સબધી સ્વદર્શન અને પરદર્શનના શકય તેટલા વધુમા વધુ સાક્ષી પાઠો મે કલ્યાણકદલીમા રજુ કર્યા છે કયારેક તો સ્વદર્શન કરતા પરદર્શનના સવાદો વધુ બતાવેલા છે જેથી સત્યાગ્રહ નહિ પણ સત્યનિષ્ઠાસ્વરૂપ મધ્યસ્થતા આત્મસાત્ થાય. ભક્તિ, વૈરાગ્ય આદિના માધ્યમથી મિથ્યાત્વ જ્યારે અત્યત મદ બને છે ત્યારે માર્ગાનુસારી ક્ષયોપશમના પ્રભાવથી અન્યદર્શનીના અત સ્થલમાથી ઉદ્ભવતા તટસ્થ વચનો કેવા અર્થત જિનવચનસમાન જ હોય છે ? એ જાણ્યા પછી પરદર્શનદ્વેષ તો રવાના થાય જ છે પરતુ સાથે સાથે તીર્થકરકથિત ત્રિકાલાબાધિત તત્ત્વો પ્રત્યેની આસ્થા અસ્થિમજ્જાવત્ બને છે અનુભૂતિના સ્તરથી આ તારક સત્ય સમજાયુ તથા આ અબાધ્ય સત્ય વધુ વ્યાપક રીતે જિનશાસનના સભ્યો સુધી પહોચે - એવુ વર્તમાન કાળમા અતિઆવશ્યક જાણવાથી પરદર્શનસવાદો કલ્યાણકદલીમા ઠેરઠેર રજુ કર્યા છે મૂળકારશ્રી સમક્ષ ઉપસ્થિત સ્વ-પરદર્શનના પ્રાચીન ગ્રથોમા અને ત્યાર બાદ રચાયેલ ગ્રથોમા આ જ પ્રકરણના પદાર્થો કઈ રીતે રજુ કરવામા આવેલ છે ? તેમા પ્રસ્તુત પ્રકરણની કેટલી છાયા રહેલી છે ? આ વાતોની સ્પષ્ટ સમજ મળે તે આશયથી એકસરખા ભાવવાળા અનેક ગ્રથોના સાક્ષીપાઠો કલ્યાણકદલીમા રજુ કરેલ છે આ પ્રકારના શાસ્ત્રસદર્ભોથી ઈતિહાસરસિક વિદ્વાનોને પણ એક નવો જ પ્રકાશ પ્રાપ્ત થશે જેમ જેમ સર્જનયાત્રા આગળ ચાલી તેમ તેમ સ્ફુરણાઓમા દેવ-ગુરૂની કૃપા જીવત પ્રતિબિબિત થવા લાગી અને ૯ મહિનાના ગાળામા સ્વદર્શનના અનેક આગમ ગ્રથો-પ્રકરણ ગ્રથો અને પરદર્શનના વેદ, ઉપથી વધુ ઉપનિષત્, સ્મૃતિ, પુરાણ આદિ ગ્રથો, બૌદ્ધ, યોગ, સાખ્ય આદિ ૬ દર્શનના ગ્રથો, અલગ અલગ દર્શનોની ૧૦ ગીતા, તથા કાલીદાસ-બાણભટ્ટ વગેરેના વચનોનો સમન્વય કરતી 'કલ્યાણકદલી' ટીકા ગુરૂકૃપાથી સપૂર્ણ થઈ પરિશિષ્ટ-૪મા તે તે ગ્રથોનો નિર્દેશ કરેલ છે, તેના આધારે વાચકવર્ગ તે તે સ્થાનોનુ અવલોકન કરીને પોતાની જ્ઞાન પિપાસાનુ શમન કરી શકશે

ગુજરાતી - રતિદાયિની વ્યાખ્યામા ગાથાર્થ - ટીકાર્થ - વિશેષાર્થનો ક્રમ જાળવીને, વર્તમાન દેશ-કાળ વગેરેને ખ્યાલમા રાખીને, મૂળ અને યોગદીપિકાનુ વિવેચન ગુરૂકૃપાથી થયેલ છે જિનશાસનની સાનુબધ પ્રકૃષ્ટ સેવા કરવાની નિર્મલ ભાવનામાથી ઉદ્ભવેલ આ એક નમ્ર પ્રયાસ છે, જેનાથી મારા હૃદયમા ભગવદ્બહુમાનની પરાકાષ્ઠાનો અપૂર્વ અનુભવ પ્રાપ્ત થયો છે કલ્યાણકદલીમા જે તાત્પર્યાર્થોનુ સ્ફુરણ થયુ તેના કરતા અલગ પ્રકારના ભાવાર્થોનુ સ્ફુરણ અનેક સ્થળે રતિદાયિની-ગુજરાતી વ્યાખ્યામા થયુ વિભિન્ન દૃષ્ટિકોણથી ઉદ્ભવેલા તે તે તાત્પર્યાર્થો-ભાવાર્થોને સસ્કૃત-ગુજરાતી વિવરણમા મૂકેલા છે માટે માત્ર કલ્યાણકદલી ટીકા કે માત્ર રતિદાયિની વ્યાખ્યાના અવલોકનથી નહિ પણ તે બન્નેના અવગાહનથી જ મારા વકતવ્યને વિશદરૂપે વાચકવર્ગ સમજી શકશે - એવુ હુ માનુ છુ તથા એવુ થશે તો જ વિજ્ઞ વાચકવૃદે મને ન્યાય આપ્યો ગણાશે પ્રસ્તુત પ્રથમ ભાગમા રતિદાયિની વ્યાખ્યામા આવતા કેટલાક વિશિષ્ટ ઉપયોગી વાક્યોની નોધ નીચે આપવામા આવેલ છે

- ત્રિકાલઅબાધિત સૈદ્ધાતિક તારક તત્ત્વ એ જ ધર્મ છે અને તેને સારી રીતે આત્મસાત્ કરનાર જ વાસ્તવમા ધર્મી છે (પૃ ૫)
- આગાઢ અપવાદના સ્થાનમા ઉત્સર્ગને વળગી રહેવુ તે આચારની મધ્યમકક્ષા છે (ઉત્કૃષ્ટકક્ષા નહિ) (પૃ ૭)
- અદર ભાવ ચારિત્ર પ્રગટ થયુ હોય તો અવશ્ય જીવનમા સદાચાર જ હોય, અસત્ આરભ-સમારભ ન હોય (પૃ ૧૪)
- **x-ray** જેવી વેધક વિવેકદૃષ્ટિના પ્રભાવે જ પડિત જીવો અનુષ્ઠાનના આતરિક સ્વરૂપને પારખી શકે છે (પૃ ૧૬)
- વિના સકોચે જાહેરમા સાધુ-શ્રાવક વગેરેની નિદા કરનારના ઉગ્ર ચારિત્રાચાર અશુદ્ધ જ જાણવા (પૃ ૧૮)
- શબ્દોના સગ્રહણી અને વિચારોની કબજીયાતવાળા વાક્યોથી સમૃદ્ધ શાસ્ત્રને આગમતત્ત્વ માની ન શકાય (પૃ ૨૦)
- ધર્મપુરુષાર્થને હેય બતાવી મોક્ષ જ એક ઉપાદેય હોવાની વાત બાલ જીવને કરવામા જોખમ છે (પૃ ૩૮)
- વિશુદ્ધ ગુરુપારતત્ત્ય પરમગુરુપ્રાપ્તિનુ બીજ છે (પૃ ૪૯)
- ગુદરપાક પચાવી શકે તેવા મહાન અતિથિને માત્ર મગનુ પાણી આપીને રવાના કરવા તે હકીકતમા તેનુ અપમાન છે (પૃ ૫૨)
- ધર્મના કેન્દ્રસ્થાનમા જિનાજ્ઞાની આરાધના છે અને અધર્મના કેન્દ્રસ્થાનમા જિનાજ્ઞાની વિરાધના છે (પૃ ૫૩)
- જ્યા શાસ્ત્ર ત્યા સર્વજ્ઞ (પૃ ૫૬)
- શાસ્ત્ર સિવાયનુ એટલુ બધુ વાચન થાય છે કે શાસ્ત્ર વાચવાની રુચિ જ મોટા ભાગે મરી પરવારે છે (પૃ
- કર્મસત્તાને ઉધારધધો માન્ય નથી (પૃ ૭૧)

- ગ્રથિભેદ + નિર્મળ બોધ + પ્રણિધાનાદિનુ સવેદન = સાનુબધ પુષ્ટિ-શુદ્ધિ (પૃ ૭૨)
- સ્વાર્થવૃત્તિ એ સાધના અને સાધ્ય પ્રત્યેનો આદરભાવ નષ્ટ કરે છે (પૃ ૭૪)
- અધિકગુણસપન્ન પ્રત્યે ઉદ્ધતાઈ, સમાન ગુણવાળાની ઈર્ષ્યા-નિદા અને હીનગુણવાળા પ્રત્યે ધિક્કાર હોય તો ધર્મસિદ્ધિ નકલી સમજવી (પૃ ૭૮)
- બહારની ક્રિયા ખોખાના સ્થાને છે જ્યારે ભાવ એ ખોખાની અદર રહેલ સુવર્ણહારના સ્થાને છે (પૃ ૮૨)
- અવિરતિધરના નિર્મલ સમ્યગ્દર્શનનુ અવશ્યભાવી કાર્ય છે પાપપ્રવૃત્તિમા બળાપો, હૈયાનો વલોપાત, કાળો કલ્પાત (પૃ ૮૭)
- ઉદારતામા ઔચિત્ય કેળવવુ કઠણ છે, કેમ કે તે માટે માર્ગાનુસારી પ્રકૃષ્ટ ક્ષયોપશમની આવશ્યકતા છે (પૃ ૯૧)
- પશુ કરતા માનવની વિશેષતા એ જ છે કે માણસ પોતાનો સ્વાર્થ ગૌણ કરીને બીજાની સેવા કરી શકે છે (પૃ ૯૨)
- સમકિતની પરિણતિમા મન મોક્ષમા, તન સસારમા, જ્વલત રુચિ ધર્મમા (પૃ ૯૩)
- મુમુક્ષુ માટે સૌપ્રથમ બુદ્ધિની નિર્મળતા અતિઆવશ્યક છે, ત્યાર બાદ બુદ્ધિની તીક્ષ્ણતા પણ જરૂર આવકાર્ય છે (પૃ ૯૪)
- જે તાત્પર્યાર્થને ઉદ્દેશીને પ્રભુએ ધર્મ ભાખેલો છે તેને બાધ આવે તે રીતે ધર્મશ્રવણ થાય તો તે ધર્મની અરુચિ જાણવી (પૃ ૧૦૫)
- મિથ્યાત્વથી મોહિત મતિવાળા લોકો જે પરમાર્થને કર્તવ્યરૂપે ન જાણી શકે તે લોકોત્તર તત્ત્વ કહેવાય (પૃ ૧૧૫)
- ગુરુપરતત્રતાને છોડી સ્વતત્ર રીતે થતી આરાધના = મડદાના સોનેરી શણગાર (પૃ ૧૨૭)
- કાર્યસિદ્ધિનો અદ્વિતીય વિશ્વાસ પુરુષાર્થને બળવાન + અપ્રમત્ત બનાવી કાર્યસિદ્ધિ લાવે છે (પૃ ૧૪૫)
- શાસ્ત્રવિહિત સર્વ અનુષ્ઠાનો પોતપોતાની મર્યાદામા બળવાન જ છે (પૃ ૧૫૭)
- સ્વામીકૃત અને સ્વરૂપકૃત બન્ને શુદ્ધિ જે પ્રયત્નમા ભળે તે પ્રયત્ન યતનાસ્વરૂપ બને (પૃ ૧૫૮)

## સશોધન અને ઋણસ્વીકાર

❉ પરમારાધ્યપાદ વર્ધમાનતપોનિધિ સઘહિતચિતક ગચ્છાધિપતિ સ્વ દાદાગુરૂદેવશ્રી **ભુવનભાનુસૂરીશ્વરજી** મહારાજની અનરાધાર દિવ્ય કૃપાથી કલ્યાણકદલી અને રતિદાયિની વ્યાખ્યાનુ સર્જન થઈ શકયુ છે

❉ મારા સયમ ઉદ્યાનને નવપલ્લવિત બનાવવામા અદ્વિતીય ભાગ ભજવનાર પૂજ્યપાદ પરમોપકારી સિદ્ધાતદિવાકર ગચ્છાધિપતિ શ્રીમદ્ વિજય **જયઘોષસૂરીશ્વરજી** મહારાજના આશિષ આ સર્જનમા મુખ્ય ચાલકબળ છે તેઓશ્રીએ આ ગ્રથના અમુક ભાગનુ સશોધન કરી આપવાની પણ ઉદારતા દાખવેલ છે

❉ ભાષરહસ્યની મોક્ષરત્ના ટીકાનુ સશોધન કરીને મારા ઉપર ઉપકારવર્ષા કરનાર ષડ્દર્શનપરિકિર્મિતમતિ પૂજ્યપાદ **જગચ્ચદ્રસૂરીશ્વરજી** મહારાજે વ્યાખ્યાદ્વયયુક્ત ૯મા ષોડશકનુ સશોધન કરીને ઉપકારશૃખલાને લબાવી છે તે પણ અવિસ્મરણ રહેશે

❉ ૭ઠા ષોડશકના ૧૫ શ્લોકના સશોધનમા શાસનપ્રભાવક પૂજ્યશ્રી **ગુણરત્નસૂરિજી** મહારાજે તથા વિદ્વદ્વરેણ્ય પૂજ્ય **શ્રીરાજશેખરસૂરિજી** મહારાજે પણ જે રસ બતાવેલ તે બદલ તેઓશ્રીનો પણ હુ ઋણી છુ

❉ પ્રજ્ઞાશીલ પૂજ્ય શ્રી **પ્રદ્યુમ્નસૂરિજી** મહારાજે ટીકાદ્વયયુક્ત ૧૧ મા ષોડશકનુ સશોધન કરવાની ઉદારતા બતાવી તે બદલ તેઓશ્રીનો પણ હુ ખૂબ આભારી છુ

❉ પ્રશાતસ્વભાવવિભૂષિત પૂજ્ય પન્યાસપ્રવરશ્રી **મુનિચદ્રવિજયજી** ગણિવરે સામે ચાલીને પૂ પ કાતિવિજયજી ગણિવરે સશોધિત કરેલ ષોડશક-યોગદીપિકાના સુધારેલા પાઠોની નોધ મોકલીને મને ઉપકૃત કરેલ છે, તે લાગણી ભૂલી નહિ શકાય

❉ ગભીરસ્વભાવવાળા પૂજ્ય પન્યાસપ્રવરશ્રી **કુલચદ્રવિજયજી** ગણિવરે બન્ને નવ્યવ્યાખ્યાયુક્ત આઠમા ષોડશકનુ સશોધન કરીને જબ્બર શ્રુતભક્તિ કરી છે, તે સદા હૃદયાકિત જ રહેશે

❉ તત્ત્વચિતામણિ વગેરે ગહન ગ્રથોનુ મને નિ સ્વાર્થભાવે અધ્યયન કરાવનાર પરમોપકારી વિદ્યાગુરૂદેવ પન્યાસપ્રવરશ્રી **જયસુદરવિજયજી** ગણિવરના ઉપકારો કઈ રીતે ભૂલાય ? આ ગ્રથમા પણ અનેક સ્થળે સશોધન + મહત્ત્વનુ માર્ગદર્શન આપવાની ઉદારતા તેઓશ્રીએ દાખવેલ છે

❋ અનેક કાર્યોમા વ્યસ્ત હોવા છતા મોક્ષરત્ના, જયલતા વગેરે ટીકાનુ સશોધન કરી આપનાર સૂક્ષ્મપ્રજ્ઞાસપન્ન ગણિવરશ્રી **પુણ્યરત્નવિજયજી** મહારાજ અને તીવ્રમેધાવી મુનિરાજ **યશોરત્નવિજયજી** મહારાજે વ્યાખ્યાદ્વયયુક્ત પ્રથમ ષોડશક ઉપરાત છઠ્ઠા ષોડશકની ૧૫ મી ગાથાનુ સશોધન કરીને પરોપકારરસિકતાની પરાકાષ્ઠા દેખાડેલ છે તે ઉપરાત આત્મીયભાવે સશોધકીય વક્તવ્ય લખવાની ઉદારતા કરીને પ્રસ્તુત પ્રકાશનની ઉપાદેયતામા જબ્બર વધારો કર્યો છે, જે ક્યારેય નહિ વિસરાય

❋ શાસનપ્રભાવક ભવોદધિતારક પૂજ્ય ગુરૂદેવશ્રી **વિશ્વકલ્યાણવિજયજી** મહારાજનો ઉપકાર ક્યારેય નહિ ભૂલાય તેઓશ્રીની પાવનનિશ્રા વ્યાખ્યાદ્વયસર્જનના પ્રારભથી પૂર્ણાહૂતિ સુધી મળી તેને પણ મારૂ એક સૌભાગ્ય + સદ્ભાગ્ય સમજુ છુ

❋ માર્ગસ્થ વિશદક્ષયોપશમશાલી પૂજ્ય મુનિરાજશ્રી **અજિતશેખરવિજયજી** મહારાજે ૩જા ષોડશકનુ સૂક્ષ્મ બુદ્ધિથી સશોધન કરીને તેમ જ 'સશોધકીય ઉર્મિ' (જુઓ પૃ ૧૭) મોકલીને મારા ઉપર અજોડ ઉપકાર કર્યો છે

❋ રજોહરણનુ દાન કરીને મને સસારમાથી ઉગારવાની હિમત અને ઉદારતા બતાવનાર વૈરાગ્યદેશનાદક્ષ પૂજ્યપાદ **શ્રીહેમચદ્રસૂરીશ્વરજી** મહારાજના શિષ્યરત્ન મુનિરાજશ્રી **કલ્યાણબોધિવિજયજી** મહારાજે ૭મા ષોડશકનુ લખાણ તપાસીને તેમ જ ષોડશકની હસ્તલિખિતપ્રત તથા પૂ પ કાતિવિજયસશોધિતપ્રત મોકલીને જીવત કલ્યાણમિત્રતાને મજબૂત બનાવી છે

❋ ૧ માસ સુધી હોસ્પીટલમા રાત-દિવસ સાથે રહીને મન મૂકીને સેવા કરવા દ્વારા મને સ્વાસ્થ્ય + સમાધિને આપનાર મધુરવક્તા પૂજ્ય મુનિરાજશ્રી **મુક્તિવલ્લભવિજયજી** મહારાજે છઠ્ઠા ષોડશકની બન્ને અભિનવ વ્યાખ્યાનુ સશોધન-પરિમાર્જન કરીને ઉપકારશ્રેણિને જબ્બર લબાવી છે

❋ માદગીમા ૩/૪ માસ સુધી જેમની પ્રેમાળ સેવા ન મળી હોત તો આ પ્રકાશન અશક્ય બની ગયુ હોત તે આત્મીય મુનિરાજશ્રી **મેઘવલ્લભવિજયજી** મહારાજ પણ આ અવસરે અવશ્ય સ્મરણીય છે

❋ પ્રસ્તુત ગ્રથની પ્રસ્તાવના લખવાની ઉદારતા દાખવનાર વિદ્વાન મુનિરાજશ્રી **ઉદયવલ્લભવિજયજી** મહારાજ તેમ જ ચોથા-પાચમા ષોડશકની બન્ને નવ્ય વ્યાખ્યાનુ પરિમાર્જન કરી આપનાર કલ્યાણમિત્ર મુનિરાજશ્રી **હૃદયવલ્લભવિજયજી** મહારાજ - આ બન્ને બધુબેલડી પોતાની લેખન-સશોધન-સપાદનશક્તિના માધ્યમથી ચિરસ્થાયી શાસનસેવામા હરણફાળ ભરે તેવી કામના રાખુ છુ

પ્રસ્તુત પ્રકાશનની ઉપાદેયતામા જબ્બર વધારો કરનાર તથા સાક્ષાત્ યા પરપરાએ આ કાર્યમા સહયોગ આપવાની સહૃદયતા બતાવનાર ઉપરોક્ત સયમીઓની કૃપાના/સહાયતાના આધારસ્તભ વિના આ ભગીરથ કાર્ય કરવુ મારા માટે અશક્યપ્રાય જ હતુ માત્ર મસ્તક નહિ, હૃદય પણ ઝૂકી પડે છે આ ઉપકારીઓના ચરણારવિદમા આવા રૂડા ઉપકારીઓનુ સ્મરણ પણ આ અવસરે આનદનુ મોજુ ફેલાવે છે, કૃતજ્ઞભાવને ખેચી લાવે છે

અનેક વિદ્વાન સયમીઓની સૂક્ષ્મ નજરથી પ્રસ્તુત પ્રકાશનના અલગ-અલગ વિભાગોનુ પરિમાર્જન-સશોધન-સવર્ધન થવાથી પ્રસ્તુત બન્ને વ્યાખ્યા અચૂક વિશ્વસનીય બનશે-એવો દૃઢ વિશ્વાસ છે તદુપરાત પ્રુફરીડીંગ આદિમા પણ મે પૂરતી કાળજી રાખી છે છતા છદ્મસ્થતામૂલક કોઈ ત્રુટિ દૃષ્ટિગોચર થાય તો વિજ્ઞ વાચકવર્ગ સ્વય તેનુ પરિમાર્જન કરે તેવી અભ્યર્થના

મોક્ષયાત્રામા ભોમિયા, પાથેય, વાહન, આરામગૃહ, વૃક્ષ, કૂવા, સહયાત્રી આદિનુ કાર્ય બજાવનાર પ્રસ્તુત પ્રકાશન દ્વારા બહુ કોઈ મુમુક્ષુ પઠન-પાઠન-મનન-ચિતન-નિદિધ્યાસનના માધ્યમથી વહેલી તકે પરમ અને ચરમ શાશ્વતવિશ્રાન્તિસ્થાનને પામે એ જ એક મગલ અભિલાષા

ગુરૂપાદપદ્મરેણુ

 **મુનિ યશોવિજય**

વિ સ ૨૦૫૨ ચૈત્ર વદ-૧૩

સાયન, મુબઈ

# विषयमार्गदर्शिका



1 Bold Type કલ્યાણકંદલી સંસ્કૃત ટીકાના વિષય માટે છે 2 Normal Type ષોડશક-રતિદાયિની-ગુજરાતી વ્યાખ્યાના વિષય માટે છે

श्रीशङ्खेश्वरपार्श्वनाथाय नम ।

याकिनीमहत्तरासूनु-सूरिपुरन्दर-श्रीहरिभद्रसूरीश्वरप्रणीतम्

न्यायविशारद-न्यायाचार्य-महोपाध्याय-श्रीयशोविजयगणिवरविरचित-योगदीपिकावृत्तिसमेतम्

मुनि-यशोविजयकृत-कल्याणकन्दली-रतिदायिनीव्याख्याभ्या विभूषितम्

# षोडशकप्रकरणम्

## प्रथम सद्धर्मपरीक्षाषोडशकम्

श्रीहरिभद्रसूरिकृत मूलग्रन्थ } -->

प्रणिपत्य जिन वीर, सद्धर्मपरीक्षकादिभावानाम् ।
लिङ्गादिभेदतः खलु, वक्ष्ये किञ्चित्समासेन ॥१/१॥

महोपाध्याय-यशोविजयरचिता
योगदीपिका



ऐन्द्रश्रेणिनत वीर नत्वाऽस्माभिर्विधीयते । व्याख्या षोडशकग्रन्थे सक्षिप्तार्थावगाहिनी ॥१॥

मुनियशोविजयकृता
कल्याणकन्दली



प्रणम्यैकादशे वर्षे श्रीसम्भवजिन मया । कल्याणकन्दली घोडेगाँवे प्रतन्यते भृशम् ॥१॥
यस्या षोडशको ग्रन्थ. श्रीयोगदीपिका तथा । विव्रियते गुरूणा श्रीभारत्याश्च प्रसादत. ॥२॥
कल्याणकन्दली प्रायो मुक्त्वा खण्डनपद्धतिम् । समन्वयात्मिका नानातन्त्राणा रच्यते मया ॥३॥

इह हि दु.खपङ्कनिमग्नजन्तुजातसमुद्धारकृते तदात्यन्तिकैकान्तिकसदुपायसमुल्लासनबद्धकक्षाश्चतुश्चत्वारिंशदधिकचतुर्दश-शतशास्त्रप्रणेतारो याकिनीमहत्तरासूनुश्रीहरिभद्रसूरिपुरन्दरा. सद्धर्मपरीक्षा-देशनादिषोडशाधिकारगर्भित पञ्चवस्तुकाष्टक-विंशिका-पञ्चाशकादिसजातीय श्रीषोडशकप्रकरण विरचितवन्त. तदन्तर्निहिततात्पर्यार्थाविष्कारकृते च न्यायविशारद-न्यायाचार्य-श्रीहरि-भद्रलघुबान्धवप्रभृतिबिरुदविभूषितैर्महोपाध्याययशोविजयगणिवरै. योगदीपिकानाम्नी व्याख्या विरचिता । तत्र मूलग्रन्थप्रारम्भस्तु प्रणिपत्येत्यादिना । मूलग्रन्थे दण्डान्वयस्त्वेवम् -> वीर जिन प्रणिपत्य लिङ्गादिभेदत. सद्धर्मपरीक्षकादिभावाना किञ्चित् खलु समासेन वक्ष्ये ॥१/१॥ कारिकाया आद्यपादेन विघ्नविनायकोपशान्तये शिष्टसमयपरिपालनाय च मङ्गलमभिहितम् । अवशिष्ट-पादैरभिधेयादिकमुपदर्शितमित्याद्यूहनीयमवहितमानसै ।

कामितपूरणसुरतरु-सिद्ध-स्वप्रिय-वाग्मन्त्रस्मरणादिकृते न्यायविशारदीयमङ्गलकारिका चैवम् - ऐन्द्रश्रेणिनतमित्यादि । 'षोडशकग्रन्थेऽस्माभिः सक्षिप्तार्थावगाहिनी व्याख्या विधीयत' इत्यनेन स्वप्रतिज्ञा प्रदर्शिता । सा च तदर्थिनामवधानफलिका ।

## ❋ रतिदायिनी (ગુજરાતી વ્યાખ્યા) ❋

સુવિહિતશિરોમણિ સૂરિપુરદર શ્રીહરિભદ્રસૂરીશ્વરજી મહારાજે રચેલ ષોડશક ગ્રથ અને તેના ઉપર ન્યાયવિશારદ મહોપાધ્યાય શ્રીયશોવિજયજી ગણિવરે રચેલ યોગદીપિકા વૃત્તિનો ગુર્જર અનુવાદ + ભાવાનુવાદ પ્રસ્તુત થાય છે

સરસ્વતી માતા કૃપા કરો, દો સદ્બુદ્ધિ શ્રીગુરુરાજ,
ષોડશકની ટીકા ઉપર, ભાવાનુવાદ રચાય છે આજ.

<u>ગાથાર્થ</u> - વીર જિનને નમસ્કાર કરીને લિગાદિભેદથી સદ્ધર્મપરીક્ષક આદિ ભાવોના અલ્પ[સ્વરૂપ]ને સક્ષેપથી હુ [=શ્રી હરિભદ્રસૂરિ] કહીશ [૧/૧]

મૂલ ગ્રથની યોગદીપિકા ટીકા રચતા મહોપાધ્યાય શ્રીયશોવિજયજી ગણિવર મગલાચરણ કરે છે. તે આ મુજબ છે ઈંદ્રસબધી શ્રેણિથી નમસ્કૃત થયેલ શ્રીવીર ભગવતને વદન કરીને અમારા દ્વારા [શ્રીન્યાયવિશારદ દ્વારા] ષોડશક ગ્રથ ઉપર સક્ષિપ્ત અર્થનુ

तत्रादाविदमार्यासूत्र –> **'प्रणिपत्ये'**त्यादि । **प्रणिपत्य** = नमस्कृत्य, **जिन** = जितरागादिदोष, **वीर** = वर्धमानस्वामिन, सद्धर्मपरीक्षको बालादिभेदेन त्रिविध तदादयो ये भावास्तेषा, **लिङ्गादिभेदत** = लिङ्गादिभेदमाश्रित्य, **किञ्चित्** = अल्प स्वरूपमिति शेष, **समासेन** = मितशब्देन, **वक्ष्ये** = अभिधास्यामि ॥१/१॥

**कल्याणकन्दली**

षोडशसङ्ख्योपेताधिकारपरिमितो ग्रन्थ = षोडशकग्रन्थ इत्यर्थे 'तदस्य परिमाण' [पा सू ५/१/५७] इति पाणिनिसूत्राऽधिकारे 'सङ्ख्याया सज्ञा-सङ्घ' [पा.सू ५/१/५८] इत्यनेन सज्ञार्थे कन्प्रत्यये सति षोडशक इति रूपम् । सिद्धहेमशब्दानुशासनानुसारेण तु –> 'मानम्' (६/४/१६९) इतिसूत्राधिकारे 'नाम्नि' (६/४/१७२) इत्यनेन सज्ञाऽर्थे कप्रत्यये सति 'षोडशक' इति रूपम् । प्रकरणञ्चेदमार्याषोडशकमानषोडशषोडशकमानमित्यस्याभिधान यथार्थ 'षोडशकमि'ति । व्याख्यालक्षणञ्च तत्समानार्थकपदान्तरेण तदर्थकथनस्वरूपमत्र बाहुल्येनानुसृत योगदीपिकाकृता । इत्थञ्च मूलग्रन्थव्याख्ययोर्मङ्गलादिप्रतिपादिके आद्ये कारिके लेशतो निरूपिते ।

यद्यपि मूलग्रन्थ प्राय योगदीपिकाया स्पष्टीकृतस्तथापि मूलग्रन्थस्थाना केषाञ्चित् पदाना योगदीपिकायामनिरूपितार्थत्वात् बहुषु स्थलेष्वन्वयस्याऽस्पष्टत्वाच्च प्रतिश्लोकमस्माभिर्दण्डान्वयो दर्शयिष्यते । मूलग्रन्थे चेत्कचिदस्माकमधिकप्रतिपिपादयिषा दण्डान्वयप्रदर्शनोत्तर तदाविष्करिष्याम. । एवमेव योगदीपिकायामपि न प्रतिपदमस्माभिर्निरूपयिष्यते, श्रोतॄणा बाहुल्येन वैरस्याऽऽपादकत्वात्, कृतकरणन्यायेन नैरर्थक्याच्च किन्तु यत्रैवास्माकमधिकजिज्ञापयिषा यत्र च गूढतात्पर्यकपदकदम्बक तत्रैवास्मदीययत्न इत्यवधातव्य विज्ञवाचकवृन्देन । अत एव –> 'दुर्बोध यदतीव तद्धि जहति स्पष्टार्थमित्युक्तिभि., स्पष्टार्थेष्वतिविस्तृति विदधति व्यर्थैं समासादिकैः । अस्थानेऽनुपयोगिभिश्च बहुभिर्जल्पैर्भ्रम तन्वते, श्रोतॄणामिति वस्तुविप्लवकृत. सर्वेऽपि टीकाकृतः' ॥ [मो वृ श्लो ६] <–इति राजमार्तण्डकार-भोजप्रभृतिवचनैर्न वयमुपालम्भमर्हाम । एव क्वचित्सङ्क्षेपत क्वचिच्च नानाशास्त्रसन्दर्भादिना व्यासतो वक्ष्याम , विदुषा तथैवेष्टत्वात्, यदुक्त महाभारतेऽपि –> इष्ट हि विदुषा लोके समासव्यासधारणम् <– [आदिपर्व १/५१]। प्रतीतिदाढ्र्याऽन्याशप्राधान्यप्रदर्शनादिकृते क्वचित्पुन पुनर्वक्ष्याम इति न दूषणतया पुनरुक्तिरुद्भावनीयेति दिक् ।

प्रणिपत्य = नमस्कार्याऽवधिक-स्वनिष्ठापकर्षबोधानुकूल-करयोजनादिव्यापारविशेष कृत्वा, अनेन मङ्गलमभिहितम् । जितरागादिदोषमित्यनेनेष्टदेवस्याऽपायाऽपगमाऽतिशयो द्योतित , अन्त्यदीपकन्यायेन च तदविनाभाविनो ज्ञानातिशय-वचनातिशय-पूजातिशया अपि सूचिता । अल्पमिति विशेषणस्य विशेष्य मूलग्रन्थेऽनभिहितमिति 'स्वरूपमि'ति शेषः = अध्याहार । समासेन इत्यत्र मा भूत् कस्यचित् द्व्यादिपदानामेकपदतासम्पादको वृत्तिविशेषलक्षण समास इति बोध । अतो व्याख्यानयति –> मितशब्देन इति । अनेनाऽर्थसङ्क्षेपव्यवच्छेद कृत । अस्य प्रकरणरूपत्वेन सङ्क्षेपकथनमभिमतं, विस्तरतस्तु योगग्रन्थादिषु

અવગાહન કરનારી વ્યાખ્યા રચાય છે [૧]

મૂળ ગ્રથ ષોડશકમા ૧૬ અધિકાર બતાવવામા આવેલ છે તેમાથી પ્રથમ ષોડશકમા સદ્ધર્મપરીક્ષક નામનો અધિકાર છે પ્રથમ ષોડશકની પ્રથમ ગાથાનુ વિવરણ કરતા મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી મહારાજ જણાવે છે કે –

**ટીકાર્થ** - રાગાદિ દોષોને જિતનાર શ્રીવર્ધમાનસ્વામીને નમસ્કાર કરીને, બાલ વગેરે ભેદથી ત્રણ પ્રકારના સદ્ધર્મપરીક્ષક વગેરે ભાવો [પદાર્થો]ના અલ્પ સ્વરૂપને લિગ વગેરે ભેદને આશ્રયીને પરિમિત શબ્દથી હુ [= શ્રીહરિભદ્રસૂરિજી] કહીશ મૂલ ગાથામા 'किञ्चित्' શબ્દ જણાવેલ છે તેનો અર્થ 'અલ્પ' છે પરતુ તે કોનુ વિશેષણ છે ? તેનુ વિશેષ્ય કોણ છે ? તેનો ઉલ્લેખ મૂળ ગાથામા કરેલ નથી તેના વિશેષ્યરૂપે 'स्वरूप' એવા શબ્દનો અધ્યાહાર કરવો આવશ્યક છે - એમ શ્રીન્યાયવિશારદજીએ ટીકામા જણાવેલ છે [૧/૧]

**વિશેષાર્થ :-** મૂળ ગ્રથ અને ટીકાના પ્રથમ શ્લોકના પ્રથમ પાદ દ્વારા શ્રીવર્ધમાન સ્વામીને નમસ્કાર કરવા સ્વરૂપ મગલનુ પ્રતિપાદન કરેલ છે કલ્યાણકારી કાર્યમા પ્રવૃત્તિ કરનારને પ્રાય વિઘ્ન આવવાની સભાવના રહે છે ચિતન-મનન-યથોચિત પ્રવૃત્તિ દ્વારા પ્રસ્તુત પ્રકરણ કર્મનિર્જરા-મોક્ષ આદિનુ સાધક હોવાથી કલ્યાણકારી છે તેથી પ્રસ્તુત પ્રકરણના અને તેની ટીકાના સર્જન-પ્રકાશનમા અડચણ કરનાર સભવિત વિઘ્નના નિરાકરણ માટે ઈષ્ટદેવનમસ્કારસ્વરૂપ મગલ મૂલકારશ્રીએ અને ટીકાકારશ્રીએ કરેલ છે વાચકવર્ગને પણ પ્રથારભમા આનુષગિકરૂપે મગલ થઈ જાય- તે માટે મગલાચરણ ગ્રથનિબદ્ધ કર્યું છે શાસ્ત્રકારોની આ જ પરાર્થલક્ષી ઉચિત પદ્ધતિ છે 'महाजनो येन गत स पन्था' આ ન્યાયથી અમે પણ પ્રસ્તુત ભાવાનુવાદ-વ્યાખ્યાના પ્રારભમા મગલાચરણ કરેલ છે

ષોડશક ગ્રથના સદ્ધર્મપરીક્ષક, સદ્ધર્મદેશના વગેરે ૧૬ અધિકાર પ્રસ્તુતમા અભિધેય છે તથા પ્રસ્તુત પ્રકરણ તેનુ પ્રતિપાદક હોવાથી પ્રકરણ અને તેના ૧૬ અધિકારો વચ્ચે પ્રતિપાદક-પ્રતિપાદ્યભાવ સબધ છે પૂર્વાચાર્યોએ આ ૧૬ અધિકારોને વિસ્તારથી

सद्धर्मपरीक्षकस्य बालादिभेदत्रयव्यापारद्वारा (स्वरूप) निरूपयन्नाह —> **बाल** इत्यादि ।

**बालः पश्यति लिङ्ग, मध्यमबुद्धिर्विचारयति वृत्तम् । आगमतत्त्व तु बुधः, परीक्षते सर्वयत्नेन ॥१/२॥**

**बाल** = विवेकविकलो धर्मेच्छुरपि, **लिङ्ग** = बाह्य वेश, **पश्यति** प्राधान्येन । **मध्यमबुद्धि** = मध्यमविवेकसम्पन्नो **वृत्त** = आचार **विचारयति** = 'यदि अयमाचारवान् स्यात् तदा वन्द्य स्यादि ति वितर्कारूढ करोति ।

कल्याणकन्दली

प्रतिपादितत्वात् । शास्त्रैकदेशसम्बद्धार्थप्रतिपादकस्य ग्रन्थाशस्य प्रकरणरूपत्वात् । तदुक्त **पराशरपुराणे** —> शास्त्रैकदेशसम्बद्ध शास्त्रकार्यान्तरे स्थितम् । आहुःप्रकरण नाम ग्रन्थभेद विपश्चित. ॥ <— [प पु.] इति ॥१/१॥

**सद्धर्मपरीक्षकस्य स्वरूप बालादिभेदत्रयव्यापारद्वारा** = बालादित्रिककर्तृक-धर्मकर्मक-परीक्षणव्यापारद्वारा **निरूपयन् आह बाल इत्यादि** । मूलग्रन्थे दण्डान्वयस्त्वेवम् —> बालो लिङ्ग पश्यति । मध्यमबुद्धि वृत्त विचारयति । बुधस्तु सर्वयत्नेन आगमतत्त्व परीक्षते ॥१/२॥ इयञ्च कारिका **अधिकारविशिकावृत्ति-धर्मरत्नप्रकरणवृत्ति-षष्ठिशतक-सामाचारीप्रकरणवृत्त्यध्यात्मसार-सार्धशतत्रयगाथागर्भितसीमन्धरस्वामिस्तवनटिप्पणकादावप्युद्धृता** वर्तत इति ध्येयम् [अ.वि.१७६ ध र प्र.गा ९६ ष.श १३७ सा प्र.८७ अ सा २०/३७ सीम.स्त.टि १४/१२] । **विवेकविकलः** = हेयोपादेय-साराऽसार-गौणप्रधानभावादिगोचरविज्ञानविशेष-शक्तिशून्य. । —> बाल. = अज्ञः <— [६/४/१८९] इति **आचाराङ्गवृत्तौ** । —> अज्ञो वै भवति बाल. <— [२/१५३] इति **मनुस्मृतौ** प्रोक्तम् । **धर्मेच्छुरपि**, आस्ता धर्मकर्तव्यपराङ्मुख **लिङ्ग** = **बाह्य** रजोहरण-पिच्छिका-त्रिदण्ड-त्रिशूल-जटा-भस्म-रक्तवस्त्र-पीताम्बरादिलक्षण **वेश** एव धर्मतया केवल **पश्यति प्राधान्येन**; न तु न्यूनाधिक किञ्चिद्विशेष विचारपदवीमारोहयति प्रायशः । अत एव स तादृशवेशधारिण. सर्वानेव समानतया वन्दते पर्युपास्ते च । अग्रेतनधर्मप्रवृत्तिदशायाञ्च स स्वयमपि तादृक्षवेश-ग्रहणे एव केवलमुत्सहते, तत्रैव कृत्स्नधर्मपरिसमाप्तिप्रेक्षणात्, न तु तादृग्वेशोपादानोत्तरकाल तथाविधाचारादिगोचराऽविकलविध्या-दिसम्पादनेऽपि समुद्यतते किमुत सूक्ष्मसिद्धान्तसारसमालोकनादौ, बालसीमानतिक्रमात् । इदमेवाभिप्रेत्योक्त **समयसारे कुन्दकुन्द-स्वामिना** —> पासडीलिगाणि व गिहिलिगाणि व बहुप्पयाराणि । घित्तु वदति मूढा लिगमिण मोक्खमग्गोत्ति ॥ <—[४०८] इति ।

भवितव्यतापरिपाकादिनियोगेन कल्याणमित्रादिप्राप्तेः तथाविधसदुपदेशादितो वा कदाचित् प्रज्ञापनीयतादिगुणसमेत' स एव अन्यो वा मध्यमबुद्धिर्भवेदिति तन्निरूपयति-**मध्यमबुद्धिः** = **मध्यमविवेकसम्पन्नः** = साराऽसार-गौणप्रधानभावादिविषयक-मध्यमविवेकदृष्टिसमन्वित । विवेकदृष्टिनिष्ठ मध्यमत्वञ्च बालगतबुद्धिशक्त्यतिक्रान्तत्वे सति वक्ष्यमाणपण्डितवृत्तिपण्डाशक्त्यप्राप्तत्व-स्वरूपमवगन्तव्यम् । न च बालस्यैव कालान्तरे मध्यमबुद्धित्वोपगमे तयो.साङ्कर्यमिति **शङ्कनीयम्**, उपधेयसाङ्कर्येऽप्युपाध्यसाङ्कर्यात् । इत्थञ्च —> सुत्तत्थो खलु पढमो बीओ निज्जुत्तिमीसिओ भणिओ । तइओ य निरवसेसो एस विही होइ अणुओगे ॥ <—[श २५] इति व्याख्याप्रज्ञप्तिवचन मुनीनामपि पदार्थाद्यवगमापेक्षया बालादिभूमिकात्रितयमाश्रित्य सङ्गच्छते । प्रकृते मध्यम-बुद्धिसम्बन्धिनी धर्मपरीक्षामावेदयति- **आचार** = शास्त्रविहितसदाचार **वितर्कारूढ करोतीति** । बाह्यवेशविलोकनेऽपि विहिता-चारान्वेषणे विकासशीलविवेकदृष्टेरेव हेतुत्वम् । अत एव स सर्वानेव सदृशबाह्यलिङ्गिनोऽविशेषेण न वन्दते; तद्धिया धर्मस्य

કહેલા છે તેથી સક્ષિપ્તરુચિ જીવોના લાભ માટે તે ૧૬ અધિકારોને સક્ષેપમા કહેવા તે મૂલકાર અને ટીકાકારશ્રીનુ સાક્ષાત્ પ્રયોજન છે માટે શ્રોતાનુ પણ સાક્ષાત્ પ્રયોજન થશે તેની વિશદ જાણકારી પરપરાએ પરમ પ્રયોજન તો સર્વેનુ સર્વકર્મમુક્તિ-શાશ્વતસુખપ્રાપ્તિ જ છે આથી તેવી કામનાવાળા ભવભીરુ મુમુક્ષુ જીવો જ પ્રસ્તુત ગ્રથ-ટીકા-ભાવાનુવાદના પઠન-પાઠનના અધિકારી છે માટે બિનઅધિકારી કદાગ્રહી વાચક પ્રસ્તુત ગ્રથાદિમા ચચુપાત કરી તેની વિડબના આદિ કરવા દ્વારા જે ગાઢ કર્મબધ કરે તેમા ગ્રથકારશ્રી વગેરે લેશ પણ દોષના ભાગી નથી આ વિશેષાર્થ સામર્થ્યગમ્ય છે [૧/૧]

બાલાદિ ત્રણ ભેદથી ભિન્ન વ્યક્તિના વ્યાપાર [= પ્રવૃત્તિ = ધર્મપરીક્ષા કરવાની પદ્ધતિ] દ્વારા સદ્ધર્મપરીક્ષકનુ સ્વરૂપ બતાવતા મૂલકાર શ્રીમદ્જી જણાવે છે કે —

**ગાથાર્થ** :- બાલ જીવ લિગને જુએ છે મધ્યમબુદ્ધિવાળો જીવ આચારને વિચારે છે બુધ = પડિત જીવ તો સર્વ પ્રયત્ન વડે આગમ તત્ત્વને વિચારે છે [૧/૨]

**ટીકાર્થ** :- જેની પાસે સાર-અસાર, ગૌણ-પ્રધાન, ઉત્સર્ગ-અપવાદમાર્ગ આદિને સમજવાની વિવેકદ્રષ્ટિ નથી તે બાલ જીવ કહેવાય છે તેને ધર્મની ઈચ્છા હોવા છતા પણ પ્રધાનતયા બાહ્ય વેશ [રજોહરણ, મોરપીંછ, ત્રિશૂલ, જટા, ભગવા વસ્ત્ર, ચીપિયો, કમડલ વગેરે] ને જ ધર્મસ્વરૂપે જુએ છે [તેથી જ ધર્મરૂપે જણાયેલ બાહ્ય વેશ જેની પાસે હોય તે બધામા સમાનરૂપે વદનીયતાનુ ભાન બાલ જીવ કરે છે અને તે બધાની સમાનરૂપે ભક્તિ વગેરે ધર્માર્થી બાલ જીવ કરે છે ] જેની પાસે સાર-અસાર, હેય-ઉપાદેયને સમજવાની મધ્યમકક્ષાવાળી વિવેકદ્રષ્ટિ છે પરતુ ઉત્સર્ગ-અપવાદમાર્ગને વિશે નિર્ણય કરવાની શક્તિ વિકાસ પામી હોતી નથી તે

**बुध** = विशिष्टविवेकसम्पन्न **तु सर्वयत्नेन** = सर्वादरेण, **आगमतत्त्व** = सिद्धान्तपरमार्थं **परीक्षते** = पुरस्कृत्याऽऽद्रियते । बालादीनां बाह्यदृष्ट्यादौ च 'स्वरूपभेद एव हेतु ॥१/२॥

कल्याणकन्दली

बाह्यलिङ्गमात्रेऽपर्याप्तत्वात् । स्वयमपि धर्मार्थी सन् लब्धबाह्यवेशमात्रेऽपरितुष्यन् विहिताऽऽचारसम्पादनायोत्सहते, विहिताचारावच्छेदेन धर्मविज्ञानात् । ग्लानाद्यवस्थायां यथोक्ताचारभङ्गादौ 'हा ! विराधकोऽहमि'ति सन्त्रस्यति, उत्सर्गैकरुचित्वात् । अत एव परकीनाऽपवादाऽऽचार प्रत्यप्यस्याऽसहिष्णुत्व बाहुल्येन वर्तते, अपरिणतत्वात् । पार्श्वस्थादिभिर्भावयितुमशक्योऽयम्, विध्यादिपरिकलितानुष्ठानपरत्वात् । एतेनास्य लुब्धकदृष्टान्ताऽविषयत्वमपि प्रदर्शितम् । धर्मगोचरछेदपरीक्षाऽठेकत्वेऽपि राद्धान्तरहस्यार्थप्रेक्षणादावप्रत्यलोऽय, मध्यममर्यादावर्त्तित्वेन तथाविधज्ञानावरणादिक्षयोपशमाऽभाजनत्वात् । न च तथापि धर्म-तत्साधनयोरभेदग्राहित्वाद्बालमध्यमबुद्ध्योरविशेष इत्याशङ्कनीयम्, तथापि विवेकाऽप्राप्ति-प्राप्तिकृतविशेषस्याऽनपलपनीयत्वात्, ताभ्यां धर्मत्वेन प्रतिपन्ने धर्मसाधने लिङ्गादौ धर्माऽप्रत्यासन्नत्व-प्रत्यासन्नत्वयोरपि विशेषाच्चेत्यादिक विभावनीय विद्वद्भिरवहितमानसै ।

तृतीय धर्मपरीक्षकमाह-बुध॰ = विशिष्टविवेकसम्पन्नः = विशिष्टविवेकदृष्टिसम्पन्न , तथाविधोत्कृष्टक्षयोपशमसमन्वितत्वात् । 'विशिष्टविवेकश्च न प्राप्ताशेषातिशयकलापाप्तोपदेशमन्तरेण' [१/१/१ पृ १] इति आचाराङ्गवृत्तौ श्रीशीलाङ्काचार्यः । युक्तश्चैतत्, तादृशाप्तोपदेशो हि तथाक्षयोपशमाधानद्वारा विशिष्टविवेकमुपदधाति । तृतीयलोचनकल्पविशदतरविवेकस्यैव यथावस्थितवस्तुतत्त्वप्रकाशकत्वम्, तदुक्त साम्यशतके श्रीजयसिंहसूरिवरेण —> बहिरन्तर्वस्तुतत्त्व प्रथयन्तमनश्वरम् । विवेकमेक कलयेत्तार्तीयिक विलोचनम् ॥२८॥ <— इति । अत एवाय लब्धबाह्यलिङ्ग-विहितसदाचारयोरपरितुष्यन् **सर्वादरेण** = निजप्रेक्षाशक्त्यगोपनेन **सिद्धान्तपरमार्थं** = तदीयधर्मशास्त्रप्रतिपाद्यहेयोपादेयादिविभागव्यवस्थां **पुरस्कृत्य** = मनसिकृत्य **आद्रियते** । —> सिद्धान्तो नाम स य परीक्षकै बहुविध परीक्ष्य हेतुभिश्च साधयित्वा स्थाप्यते निर्णय <— [३/८/३७] इति **चरकसंहिताकृत्** ।

वस्तुत॰ कष-छेद-तापपरीक्षापरिशुद्ध-यथावस्थित-हेयोपादेयादिविभागगोचराऽऽत्मपरिणतेरेव धर्मत्वेऽपि स्वप्रतिपादकतासम्बन्धेन तस्या. सिद्धान्तशास्त्रवृत्तितया धर्मपरीक्षाप्रस्तावे सिद्धान्तपरमार्थपरीक्षणमस्य बुधस्य न्याय्यमेव । परिणतत्वादेवास्य विहितापवादिकप्रवृत्ति प्रत्यपि नाऽसहिष्णुत्वम् । अत एव ग्लानाद्यवस्थायां राजाभियोगादौ वा परकीयौत्सर्गिकाचारभङ्गादावपि तत्र धर्मित्वाभ्युपगन्तृत्वमस्याऽनाविलमेव, यथोक्तक्रियाकलापाऽकलितत्वेऽपि तथाविधराद्धान्तरहस्यार्थगोचराभ्युपगमाऽस्खलनावगमात् । न हि धर्मो बाह्यकर्मनिष्ठ , अपि त्वन्त्यान्त परिणामैकवृत्तिर्वस्तुगत्येति दिक् ।

ननु तत्त्वतो धर्मस्यैकत्वे बालादीनां तत्परीक्षायां नानात्व वैचित्र्यगर्भित कुत ? लक्ष्यस्य समानत्वे मिथो विलक्षणलक्षणपरीक्षणाऽयोगादिति चेत् ? अत्रोच्यते, प्रकृते धर्मपरीक्षणे प्रस्तुतेऽपि **बालादीनां बाह्यदृष्ट्यादौ च** = बहिर्लिङ्गदर्शनान्वेषणादिप्रवृत्तिवैचित्र्ये हि, **स्वरूपभेद॰** = स्वयोग्यताविशेष. एव अन्तरङ्गो हेतुः । प्रत्यन्तरे च 'स्वरुचिभेद ' इति पाठ. । तत्र

मध्यमबुद्धि कहेवाय छे ते [मात्र बाह्य लिंगने = वेशने ज प्रधानतया धर्मरूपे जोतो नथी परंतु] सामेनी व्यक्तिना आचारने विचारे छे मतलब के लिंग होवा उपरांत जो ते आचारसंपन्न होय तो वंदनीय बने आवी रीते सदाचारने वितर्क = विचाररूपी कसोटी पत्थर उपर चढावे छे पंडित जीव तेने कहेवाय के जे विशिष्ट विवेकद्रष्टिथी युक्त होय ते तो संपूर्ण आदरथी [सामेनी व्यक्ति पासे बाह्य वेश होय अने सदाचार होय तो पण तेना] सिद्धांतना परमार्थने = तात्पर्यार्थने आगळ करीने = प्रधान करीने धर्म तत्त्वने आदरे छे बाल वगेरे जीवोनी बाह्य द्रष्टि वगेरेमा तेओनी पोतानी अलग-अलग रुचिओ ज कारणभूत छे [१/२]

<u>विशेषार्थ</u> - मूळ ग्रंथमा बाल वगेरे त्रणेय धर्मपरीक्षकोना व्यापारने पश्यति, विचारयति, परीक्षते आवा क्रियापद द्वारा श्रीहरिभद्रसूरिजीए बतावेल छे ते विशेषत उल्लेखनीय वात छे बाल जीव धर्मनी परीक्षा करवा माटे प्रयत्न करे तो ते सामेनी व्यक्तिना मात्र बाह्य वेशने ज धर्मरूपे जुए छे विशेष रीते तेना आचार वगेरे संबंधी विशिष्ट उहापोह करवानु तेनु गजु नथी, केम के तेनी द्रष्टि अविकसित छे, मुग्ध छे, विवेक वगरनी छे. अखाना छप्पानी 'पत्थर तेटला पूजे देव' आ उक्तिने बाल धर्मपरीक्षक चरितार्थ करे छे तेथी पोताना मानीता वेशना जे जे व्यक्तिमा दर्शन थशे ते बधाने ते बीजो कशो विशेष विचार कर्या विना समान रीते वंदन करवा मांडशे कोई पण भेदभाव विना ते बधानी बाल जीव उपासना करशे, जो तेने धर्माराधनानी अभिलाषा हशे तो मतलब के बाल जीवनी द्रष्टिए बाह्य वेश ए ज धर्मनु सर्टीफिकेट बने छे माटे बाल जीवनी धर्मक्रिया पण लोचा-लापसीवाळी ज प्राय होय तेनी अपेक्षाए मध्यमबुद्धि धर्मपरीक्षक अल्पविकसित विवेकवाळो होवाना लीधे वेश उपरांत सामेनी व्यक्तिना आचारने पण विचारशे बाह्य वेशने अनुरूप शास्त्रोक्त आचरण होय तो सामेनी व्यक्तिने ते वंदनीय मानशे 'मुख मे राम, बगल मे छूरी', 'वेश संत का, वर्तन सेतान का' जेवु लागे तो मध्यमबुद्धि धर्मपरीक्षक सामेनी व्यक्ति पासे वेश होय तो पण तेने वंदनीय मानवा तैयार थई नहि जाय एटलु ज नहि, तेनी द्रष्टि विकासशील

' मुद्रितप्रतौ 'स्वरुचिभेद' इति पाठ ।

आचारद्वारै तन्निरूपयन्नाह —> 'बालो ही'त्यादि ।

बालो ह्यसदारम्भो मध्यमबुद्धिस्तु मध्यमाचारः । ज्ञेय इह तत्त्वमार्गे बुधस्तु मार्गानुसारी यः ॥१/३॥

बालो हि = निश्चित असदारम्भ = निषिद्धकार्यकारी ।

कल्याणकन्दली

'धर्मगोचरस्वकीयाभिप्रायविशेष' इत्यर्थ. । यथा चैतत्तत्त्व तथाऽनुपदमेव विभावितमिति न पुनस्तन्यते । एतत्कारिकानुसारेणैव टीकाकृताऽपि देशनाद्वात्रिंशिकाया —> तत्र बालो रतो लिङ्गे, वृत्तान्वेषी तु मध्यम । पडित सर्वयत्नेन शास्त्रतत्त्व परीक्षते ॥ [द्वा.द्वा.२/६] <— इत्युक्तम् ॥१/२॥

आचारद्वारेः तन्निरूपण = बालादित्रितयव्याख्यान आह-बाल इति । यद्यपि निरूपणस्य कथनाऽगोचरत्व तथापि निरूप्य-निरूपणयोरभेदोपचारादेतत्प्रयोगस्य समीचीनत्व यद्वा 'वाचमुच्चरती'त्यादिवत् प्रकृते 'आहे'ति कृतिसामान्यपरम् । ततश्च 'तन्निरूपणमाहे'त्यस्य 'तन्निरूपण करोती'त्यर्थ इति न कोऽपि दोष इति दृश्यम् । मूलग्रन्थे दण्डान्वयस्त्वेवम् —> इह तत्त्वमार्गे बालो हि असदारम्भो ज्ञेय । मध्यमबुद्धिस्तु मध्यमाचार [ज्ञेय] । बुधस्तु यो मार्गानुसारी [ज्ञेय.] ॥१/३॥ इयञ्च कारिका धर्मसङ्ग्रहवृत्तौ [गा १९ वृ] समुद्धृता वर्तते । 'य' इत्यस्योत्तरवाक्योपात्तत्वेन 'स' इत्यस्य शब्दस्य नापेक्षा । तदुक्त काव्यप्रकाशे मम्मटेन —> यच्छब्दस्तूत्तरवाक्यानुगतत्वेनोपात्त. सामर्थ्यात् पूर्ववाक्यानुगतस्य तच्छब्दस्योपादान नापेक्षते । यथा - 'साधु चन्द्रमसि पुष्करै. कृत मिलित यदभिरामताधिके' <— [का प्र सू. ७४/का ५२/१८८] इति । यथा चैतत्तत्त्व तथा व्युत्पादितमस्माभिर्जयलतायामिति ततोऽवसेयम् [दृश्यता मध्यमस्याद्वादरहस्यटीकाया जयलताभिधानाया दिव्यदर्शनट्रस्ट-प्रकाशिताया द्वितीये खण्डे ४५१ तमे पृष्ठे] । एव मूलग्रन्थे असदारम्भोक्त्या पूजादिकृते यतनादिपरिकलित-परिमितजलस्नानाद्यारम्भ-वतो देशविरतस्य बालबहिर्भाव. प्रदर्शितः, प्रत्युत तदकरणे तस्य विराधकत्वापत्ते । तदुक्त मूलकारैरेव पञ्चाशके —> अन्नत्था-रभवओ, धम्मेऽणारभओ अणाभोगो । लोए पवयणखिसा, अबोहिबीय ति दोसा य ॥४/१२॥ <— इति । अत एव योगदीपिकाया - असदारम्भः = निषिद्धकार्यकारी इत्युक्त, न तु 'हिंसादिप्रवृत्त' इति, अन्यथा पुलाकादिलब्धिसमन्विते शासन-प्रत्यनिकचक्रवर्त्यादिचूरके बुधत्वेन सम्मते साध्वादावप्यतिव्याप्त्यापत्ते । प्रकृते निषिद्धकार्यकारित्व धर्मपराङ्मुखदशाया अगम्य-गमनाऽपेयपानादिकर्तृत्वस्वरूपमवगन्तव्यम् । धर्मार्थितायाञ्च वन्दनादिकार्येऽविध्ययतनादिकर्तृत्वस्वरूपमवसेयम् । न चागमनिषिद्धका-र्याऽकरणदशायामव्याप्तिरिति शङ्कनीयम्, अप्रतिहताप्रत्याख्यातपापकर्मत्वेन मिथ्यात्वाद्यनुगतत्वेन चावसरापेक्षिवधकदृष्टान्तेन तदानी-

હોવાથી સામેની વ્યક્તિના આચારમા પણ વિધિ વગેરેની તપાસ કરશે બાહ્ય સદાચારની જેટલી સૂક્ષ્મતા સામેની વ્યક્તિમા ઉપલબ્ધ થાય તેમ તેના પ્રત્યે મધ્યમબુદ્ધિ ધર્મપરીક્ષકનો આદર-બહુમાનભાવ વધતો જાય મતલબ કે આચાર કે આચારની સૂક્ષ્મતા એ મધ્યમબુદ્ધિ ધર્મપરીક્ષક માટે ધર્મને માપવાનુ થર્મોમીટર બને છે જ્યારે પડિત જીવની પાસે વિશિષ્ટ પ્રકારની વિકસિત વિવેકદ્રષ્ટિ હોવાના લીધે અર્થાત્ તે સિન્દ્રાતના ઐદપર્યાર્થ સુધી દૃષ્ટિ દોડાવવાને શક્તિમાન્ હોવાના કારણે તે સામેની વ્યક્તિમા બાહ્ય વેશ કે વ્યવસ્થિત બાહ્ય સદાચાર દેખવા માત્રથી બીજો કશોય વિશેષ વિચારવિમર્શ કર્યા વિના તેને તાત્ત્વિક ધર્મી માની લેવાની ઉતાવળ નહિ કરે તે સામેની વ્યક્તિ જે ધર્મશાસ્ત્રને પ્રમાણભૂત માને છે તેના સિન્દ્રાતના રહસ્યાર્થોને-પરમાર્થોને દરેક રીતે સમજવા માટે કમર કસશે પડિતની દ્રષ્ટિમા કેવલ બાહ્ય વેશ કે બાહ્ય સદાચારમાત્ર ધર્મ નથી પરતુ ત્રિકાલઅબાધિત સૈદ્ધાતિક તારક તત્ત્વ એ જ ધર્મ છે અને જેણે તેને સારી રીતે આત્મસાત્ કરેલ છે તે જ વાસ્તવમા ધર્મી છે બાહ્ય આડબર-ટાટોપ કે ધામધૂમનો ધર્મની સાથે સાક્ષાત્ સબધ જોડવાની ગભીર ભૂલ વિશિષ્ટ વિકસિત વિવેકદ્રષ્ટિસપન્ન ધર્મપરીક્ષક કદાપિ કરી ના શકે મતલબ કે પડિતની દ્રષ્ટિએ ધર્મની પારાશીશી અબાધિત સૈદ્ધાતિક તારક તત્ત્વો જ છે તેની જીવત વિશુદ્ધ પરિણતિ એ જ ધર્મ છે તથા તેના સ્વામી બનેલ જીવો એ જ ધર્મી છે બાહ્ય ક્રિયામા ધર્મ સમાયેલ નથી પરતુ તે આગમસપાદિત તાત્ત્વિક આત્મપરિણતિમા રહેલો છે, છૂપાયેલો છે તેને શોધી કાઢવો તે જ પડિતની ધર્મપરીક્ષા છે 'જેવી દ્રષ્ટિ તેવી સૃષ્ટિ' એ ન્યાયથી બાલ, મધ્યમ અને પડિત જીવની દ્રષ્ટિ = રુચિ અલગ અલગ હોવાથી તેઓની ધર્મસૃષ્ટિમા = ધર્મશોધનપ્રક્રિયામા ભેદભાવ નર્જાય છે અતરગ હેતુ બદલાતા બાહ્ય સમીકરણો પણ બદલાઈ જવા સ્વાભાવિક છે [૧/૨]

શ્રીહરિભદ્રસૂરિજી આચાર દ્વારા બાલાદિ ધર્મપરીક્ષકોનુ સ્વરૂપ બતાવતા કહે છે કે —

<u>ગાથાર્થ</u> :- પ્રસ્તુતમા તત્ત્વમાર્ગને વિશે અશુભ આરભવાળો બાલ જીવ, જ્યારે મધ્યમઆચારસપન્ન મધ્યમબુદ્ધિ જાણવો પડિત તો [તેને] જાણવો કે જે માર્ગાનુસારી હોય [૧/૩]

<u>ટીકાર્થ</u> :- [આગમમા તે તે ભૂમિકાની અપેક્ષાએ] નિષિદ્ધ કાર્યને કરનાર પ્રસ્તુતમા મોક્ષમાર્ગને વિશે નિયમા બાલ જીવ જાણવો

